# ઓ—દુનિયા!

પારસી સંસારી સીરિયો—કોમીક

ડ્રામા ત્રણ અંકી.

જાણીતી તર્જો પર રચેલાં ત્રીસ ગાયનો [illegible] સંગ્રહ

લખનાર

ડોસાભાઇ એદલજી ભરૂચા,

તે

'ઝુલમા,' 'એમનામાહાત,' 'એપોલોથી—અમેરીકા'

વગેરેના લખનાર.

અછાડ પછાડ કરી ના તરસ મેળવવા ગંજ,
નામ કંઇ હાં કરી લે આ છે-સરાએ સેપંજ.

મુંબઇ:
સ્ટીમ પ્રેસ, મનોરદાસ સ્ટ્રીટ, કોટ.
૧૯૦૭.

આના.

# ઓ—દુનિયા!

---

## પારસી સંસારી સીરિયો—કોમીક ડ્રામા ત્રણ અંકી.

---

જાણીતી તર્જો પર રચેલાં ત્રીસ ગાયનો સાથે

લખનાર

**ડોસાભાઇ એદલજી ભરૂચા,**

તે

'ઝુલમા,' 'એમનામાહાત,' 'ઍપોલોથી—અમેરીકા'

વગેરેના લખનાર.

---

અછાડ પછાડ કરી ના તરસ મેળવવા ગંજ,
નામ કંઇ હ્યાં કરી લે આ છે સરાએ સેપંજ.

---

મુંબઇ:
ચૅર' પ્રીન્ટીંગ પ્રેસ, મનોરદાસ સ્ટ્રીટ, કોટ.
૧૯૧૭.

---

આઠ આના.

૧૮૭૭

# ચેતવણી.



આ નાટક કાયદા પ્રમાણે રેજીસ્ટર કરાવી એના સઘળા હક્કો એના કર્તાએ પોતાને સ્વાધીન રાખ્યા છે. કોઇએ એ ફરીથી છાપવો યા એ આખો નાટક અથવા તો એમાંનો કોઇબી ભાગ ગાયન વગેરે કર્તાની પરવાનગી વગર જાહેરમાં રજુ કરવું નહિ; તેમજ એમાંથી કાંઇ તફડાવી કોઇ બીજા નાટકમાં લાગુ કરી દેવું નહી.

એક નાટક લખવામાં આજ આ મારા કલમ પહે...
છે; તો જો કે નાટક ઉપર હું બહુ નાનપણથી પ્રિત દેખાડતો આવ્યો છું, અને બચગીથીજ એક એમેચ્યુઅર તરીકે નાટકનો અનુભવ લઇ આજે આ નાટક લખવાની મેં હિમ્મત કીધી છે, કે જેમાં હું કેટલે દરજ્જે ફાવ્યો છું તે જોવાનું કામ શોખીન લોકોનું છે.

વળી ગાયનો રચવામાં તેમજ કેટલુંક ઉર્દુ લખાણ કરવામાં, ઉપરાંત ઉર્દુ ગાયન રચવામાંબી મારી કલમ પહેલીજ હોવાથી એમાં થયેલી કાંઇ ભૂલભાલ શ્રોતાજનો ક્ષમા કરશે એવી મને આશા છે.

આ નાટકના પ્લોટનો થોડોક અંશ અગાઉ વંચાઇ ગયેલી એઇક વાર્તા મારાં ભેજાંમા રમી રહેલી હોવાથી તેમાંથી ઉપજાવી મારાં ...ી તુરંગ મુજબ રચ્યો છે, અને એમાં આવતું કોમીક એક ઇંગ્રેજી ફારસમાંથી ખેંચી કહાડી લાગુ કરી દીધું છે, તો જો કે ખેલની મતલબમાંજ કોમીક સમાય એવી કોશેસ કીધેલી છે.

ડોસાભાઇ એદલજી ભરૂચા,

કાશાની બીલડીંગ,

મરીન લાઇનસ.

મુંબઇ તા૦ ૧૩ મી જુન ૧૯૦૭.

# અર્પણ પત્ર.

તેઓ

કે જેઓએ

નાટક તખ્તાપર પોતાની જીંદગી ઘસી પીસી નાખી હોય,

અને એ આલા હુન્નરને ખીલવવા જીવ પટકી રંજ અને

મેહેનત કીધી હોય, અને તેમ કરતાં એ બહારથી

ચલકતી ચાઇ ચાઇ જેવા દેખાતા પણ બાતેન-

માં ખુવાર કરનારા ધંધામાં પડી પાય-

માલ થયા હોય; તેઓને આ મારો

અદના નાટક તેઓના કામો-

ની એક જુજ સેવામાં

માનપુર્વક અર્પણ

કરૂં છું.

નીચલા હુન્નરો જાણે છે, અને તે જોગવાઇ પડતા ... ફુરસદે શિખવે છે.

## મ્યુઝીક.

વાયોલીન, હારમોનિયમ, સીતાર, દીલરૂબા, સારંગી, બેન્જો, ડ્રમ, વીગેરે કોઇબી વાજીંત્રપર ગાતાં વગાડતાં શિખવે છે.

## ડ્રોઇંગ પેન્ટીંગ.

લાઇનવર્ક, સ્તેનસીલ, શેડીંગ, ક્રીસ્તોલીયમ પેન્ટીંગ, સ્કેલ ડ્રોઇંગ, મોડલ, સીનરી, વગેરે.

## નાટકને લગતું.

મી૦ ભરૂચા નાટકને લગતું બહોલું જ્ઞાન ધરાવે છે, પોતાના યુરોપ અમેરીકાના પ્રવાસને આધારે સુધરેલી રીતે નાટક તખ્તો ખીલવવાની યુક્તિઓ દેખાડી શકે છે. બદલાઇ જતા ટ્રાન્સફર સીનોના મોડલો બનાવી આપે છે. ડ્રેસોના ડીઝાઇનો અને સસ્તાંમા સસ્તી કીંમતે ડ્રેસો બનાવવાની રીતો, તેમજ નવા ખેલ માટેના સીનોના સ્કેચો કરી આપે છે. સંસારી ખેલોના ગાયનો રચી શકે છે. ઉર્દુ ખેલો માટેના પ્લોટો આપે છે, તેમજ દરેક આવભાવની એકટીંગ દેખાડી શકે છે. ટુકમાં નવી નીકળતી નાટક મંડળીઓને દરેકે દરેક સલાહ આપી શકે છે.

## લખાણ બાજી.

ઓરીજીનલ નોવેલોનો પ્લોટ કેમ ઉપજાવવો છટાદાર અને શુદ્ધ લખાણ કેમ કરવું. વળી દરેક નવા લખનારના લખાણો સુધારે છે.

... ...જાતમા કરી આપે છે. ...સ્તી જવી, પેટનુ ઉપસ્વુ', યાતો આંગનુ' ડોંગા થઇ જવુ' એ જીવલેન દુઃખ દરદો લાગુ પડી જવાની નીશાણી છે; માટે તેવાઓએ જરૂર મી૦ ભરૂચાની સલાહ લેવી.

## ફ્રેનોલોજી.

મી૦ ભરૂચા મસ્તક વીદયાને લગતુ' સારૂ' જ્ઞાન ધરાવે છે, અને કોઇણી જવાન તે કયા ધ'ધાને લાયકનો છે તે પારખી આપે છે.

## મુસાફરી.

યુરોપ અમેરીકાની મુસાફરીએ જનારાંઓએ જરૂર મી૦ ભરૂચાની સલાહ લેવી. પોતાના અનુભવથી ત્યાંની સગવડો, શિખવા લાયક હુન્નરો, જોવા જોગ જગ્યાઓ તેમજ બીજી દરેક સલ... આપશે.

## વીલ પાવર.

ઇચ્છા શકિતના બળે દરેકે દરેક મુશ્કેલ કામ આસાન થાય છે. એકાગ્ર ચીતે કીધેલી ઇચ્છા ખાલી જતી નથી. 'હુ' અમુક કામ કરી શકીશ' એવી એકાગ્ર ચીતે ઇચ્છા કીધાથી તે કામ આસાનીથી થઇ શકે છે; પર'તુ એકાગ્ર ચીત કરવુ' એ એક મુશ્કેલ કામ છે. મી. ભરૂચા તમને દુનિયામાં ફાવવાના આ એકજ રસ્તા ઉપર કાબુ મેળવતાં સહેલાઇથી શીખવશે.

## પરચુટણ.

વળી એ ઉપરાંત દુનિયાની બીજી દરેકે દરેક બાબદોનો મી૦ ભરૂચાને અનુભવ છે. અમુક ચીજ કેમ પેદા થઇ, કયાંથી

આવી અને તેનો ગુણ દોશ. ઉપરાંત વૈદક શાસ્ત્રને લગતું, ફલાણું દરદ કેમ થયું, શાથી થયું, અને તેના સાધારણ ઉપાય. શું ખાવું, શું નહી ખાવું, શું પીવું, શું નહી પીવું. કેમ જીંદગી પસાર કરવી, કસરત કેમ અને કેટલી કરવી; વળી યંત્ર કળા, ફલાણી ચીજ કેમ બની અને તેની યુકતી શું? ઇંગ્રેજી રીતભાત, શું બોલવું, કેમ બોલવું, સાંમા માણુસના વિચાર કેમ પારખવા? તેના સવાલનો કેમ ચપલાઇથી જવાબ આપવો, હુશિયારી અને સમય-સુચકતા કેમ મેળવવી. બીજાંના મનપર પોતા માટે સારો છાપ કેમ બેસાડવો, સાવચેતીની આંખે જોઇ દુનિયામાં કેમ ફાવવું, તેમજ માણુસનું મોઢુંજ જોઇ યાતો તેની વાત ચિત પરથીજ તેના વિષેનું સારૂં યા માઠું મત કેમ બાંધવું. ચેહેરાપરથી, આંખપરથી યાતો મુછપરથી માણુસોના લક્ષણો કેમ પારખી કાઢવાં, વીગેરે વીગેરે દુનિયાની બીજી દરેક દરેક બાબદોનો મી૦ ભરૂચા અનુભવ ધરાવે છે, અને કોઇબી જવાનને પોતાની દેખરેખ તળે રાખી તેને થોડાજ વખતમાં આ દુનિયામાં એક બાહોસ નર બનાવી આપે છે.

કોઇબી સલાહ કાંઇબી સવાર્થ વગર આપવામાં આવશે.

ડો. એ. ભરૂચા,

કાશાની બીલડીંગ,

મરીન લાઇન, મુંબઇ.

# નાટક પાત્ર.

હીરો—એક ગરીબ તાડીવાળો.

જીવુ—તેની બૈરી.

તીરમારખાં—એક રીતાયર્ડ સિપાહ. હીરાનો પાડોસી અને દોસ્ત.

ધનજો ધાનખાઉ—એક લુચ્ચો, શાપુરનો અસલનો દોસ્ત.

શાપુર મોટા ફરામ—એક ફીલસુફ, પુતળીના હાથનો ઉમેદવાર.

ખાનસાહેબ દિન્યારજી દુક્કરવારા—એક બુજરગ ભોળા માતબર વેપારી.

ફીરોઝ—તેવણના ગુમ થયેલા ભાઇ અરદેશરનો દીકરો.

પુતળી, જર, આઇમાય, બાઇમાય—ખાનસાહેબ દિન્યારજીની ચાર દીકરીઓ.

મેહેર હોમજી—પુનાના એક માતબર બુજરગ અથોરનાન.

જમશેદ નવાબ—આઇમાયના હાથનો ઉમેદવાર.

ફરામરોઝ—તેનો કાકો.

પેસી પેપરમીટ—એક પેન્ટર.

કયેતાંન— દીન્યારજીના ઘરનો નોકર.

સ્થળ.

વસઇ—પુના.

# ઓ-દુનિયા!

## નાટક ત્રણ અંકી.

### અંક પહેલો. પ્રવેશ પહેલો.

(સાંજનો વખત. હીરા તાડીવાળાનું પીઠું. હીરો તાડીની લહેરમાં ગીત ગાતો અને ઘડીયાં ઉજાળતો દેખાય છે. બીજી બાજુ તીસમારખાં તાડીની તાંસ મારતો માલમ પડે છે ને હીરાના ગીતનો શએરમાં જવાબ આપે છે.)

#### ગાયણ પહેલું.

(રાહ) ન છોડોરે મતવાલો મદવા પીઓ પીઓ.

હીરો—

તાડી છે માતાનું દુધ, મારા લાલ, લાલ, લાલ, તમે પીઓ પીઓ,
છુટથી પીઓ, રંગથી પીઓ, ઉમંગથી પીઓ—તાડી.
૨—જીવ લલચાય, હોશમે આયે, નાચે ગાએ, રંગી થાય,
૨—તાડી છે, લાસાની છે, દફે કરે બીમારી છે,
એજમતી છે, એ હયાતી દે છે, પીઓ, પીઓ.

તીસમાર— { તાડી કુદરતકી બક્ષેશ હયે
જો તાડી નહિ પીએ ઉસ્કી જીંદગી ધુળ હયે.

તીસમારખાં—અહા! હીરા જેમ તારૂં નામ હીરો છે. તેમ
તાડી હીરાના જેવીજ ચ?

**હીરો**—હા, ભાય, એમ છે તો ખરૂ; પણ એટલું ની હમજતો કે તુને ચાહી તાડી પાઇને પુછવા કોણુને જાઉં? હું! તું મને રાત વરાત જે મદદ કરે તે હું ભુલી ગીયેલો? હું તું મારો એકલ દોકલ પાડોહી, ને વરી મારા હગા જેવો નથી? પાછો તું વરી મશ્રેરો પલતનનો હીપાહી એટલે તીર કામઠાં, ભાલા તલવાર વાવરી જાણે, જેથી તું તો મને આ મારા એકાંત રહેવાસમાં હોના જેવોજ તો!

**તીરમાર**—ત્યારે શું હીરા! તું એમ કહેવા માંગેછ કે જેવી તાડી તું મને આપેછ, તેવી બધાંને નથી આપતો?

**હીરો**—ખાધું! અરે ઉજબખ! એવી બધાંને આપતાં કેમ પાલવે? એમ તો તારી પલતનમાંગી હું તોપીવાળા, ને કાળા લોકોને એક હરરોજ ખોરાક મળે કે? એનો જેવું મનીખ તેવી વાત, વારૂં પણ ચાલ, ઠીક યાદ આવ્યું. પેલી કાલે આપરે અધુરી મુકેલી તારી કાંહાંની મુહાફરી જે આફ્રીખા?—

**તીરમાર**—આફ્રીકા.

**હીરો**—અરે હા, ચાલ તેનું દાસ્તાન આગળ ચલાવ કે કાંઈ સોવાય. પેલો અહદાહ તુંને ગળી ગીયો, પછી તેં હું કીધું?

**તીરમાર**—પછી શું, હું પેટ ચીરીને બહાર નીકળ્યો પણ તે મને પાછો ગરી ગયો ને પાછો હું તેના પેટાખાનામાંથી બહાર કુદી પડયો, પણ તે મને પાછો ગરી ગયો, ને આ ગરવા કુદવાનું કામ ઘણો વખત ચાલ્યું, જ્યારે તે અઝદાહ તદ્દન મરી ગયો, ત્યારેજ તે મને ગરતો અટકયો, ને આ બધો તમાસો જોતા ત્યાં ઉભેલા એક ઇંગ્રેજ સીપાઇએ મને કહ્યુ કે 'યુ ગો કમ, ગો કમ, બીસ બખત,' એટલે વરે હું વીસ વખત તેના પેટાખાનામાં જઇ આવ્યો!

**હીરો**—હંઅંઆં! તું તો કોઇ બરો હુરો હીપાહી! અજબ તારી હિંમ્મત! પણ હેલા તોપના ગોલા કેમ છુતે તેતો જણાવ?

...? જો સાંભળ.

## ગાયણ ૨ જું ઈષ્ટિજી.

મય હુ ઝાલીમ કાલા માર (રાહ)

તોપના ગોલા ઉડે છે, તોપના ગોલા ઉડે છે,
ઉડે છે, ફાટે છે, દીલમાં દેહેસ્ત ચલાવે છે
એવા તો ફાટે છે, એવા તો લાગે છે,
લોકોને વાગે છે, વાગે છે—તોપના.

ધરરરર ભમભમભમભમ ધરરરરર ભમભમભમભમ
ભમભમભમ ભમભમભમ ભમભમભમ ભમભમભમ
આગનો શોર ઉઠે છે, લોકોને જળાવે છે,
ઓ મારા બાપરે, બાપરે, બાપરે,
એવી છે, રંજ છે, એ જંગ છે, ઓ મારા બાપરે—તોપના.

(ગાયણ પુરૂં થતાં ધનજો લથર પથર કરતો આવે છે ને તીસ્માર આગળ પડેલાં એક ભરેલાં તાડીના ઘડીયાંને ઉડાવી તાંસ મારી જાય છે. તીસ્માર ને હીરો અજાયેબીમાં ગુસ્સે થાય છે.)

**તીસ્માર**—( ગુસ્સાથી ) એ આય કોણ બીલોર!

**હીરો**—( અજાયેબીમાં ) કોઇ નંગ લાગેજ!

**ધનજો**—( એક ઓડકાર ખાઇને પોતાનું મોઢું પોતાનાં દગલાની બાંયેથી લુંછી )—'માફ કરજો સાહેબો, હું ઘણી લાંબી મંજલેથી થાકેલો આવ્યો છું, જેથી મારાથી તરસ તાબોસ થઇ શકી નથી.'

**તીસ્માર**—લાંબી મંજલ? શું કાંઈ રીજમીંતમાંથી આયો કે?

**ધનજો**—( તકોરથી ) હા, આફ્રીકાની પલતનમાંથી. પણ ભાઇ ( હીરા તરફ જોઇને ) આ પીઠાંવાલો તુંજ કે?

**હીરો**—હા, કેમ રે!

**ધનજો**—ત્યારે તો દોસ્ત જલદી વેક, ને જે કાંઇ સીક સોતા, કબાબ, ભુકકા, તૈયાર હોય તે લઇ આવ, ઉઠ વેક!

**હીરો**—( ગુસ્સાથી ) કેમરે? છેક લારમાં આયો કે? એ હોકમ કોણને કરે?

**ધનજો**—ત્યારે હોકમ નહિ કરૂં તો શું તુને પગે લાગીને કેહું? પૈસા લેચ કેની? ઉજબખ?

તીરમાર—એ, એ, એ, મોઢું સંભાળીને વાત કરજે, આ મારા પાડોસીને એક બોલ બી આડો કહ્યોછ, તો તારૂં ભામતાપણું બધું કહાડી નાખસ?

ધનજો—(તીરસ્કારથી) ચાલ, ચાલ, લાંડા, એ તારી દાદાગીરી હ્યાં નહિ ચાલશે?

તીરમાર—(એક છલંગ મારી ઉડીને) બચ્ચા, આવ તારૂં થોબરૂંજ રંગી નાખશ જો?

ધનજો—(ગભરાઇને ઢંડો પડી) અએ મીયાંજી! પણ તું કહેવા શું માંગેછ, તું છી કાંય ખાઇ પડેછ, આય તારો પાડોશીજ મને ગુસ્સે કરેછ, જોની હું બે દહાડાનો ભુખો તરશો છું તોબી એ મારી દાદ નથી લેતો તે? શું હું પૈસા નથી આપવાનો? અરે લેની બાપુ આંગપરજ લેની!

(એમ બોલી એક રૂપિયો ખીસાંમાંથી કહાડી તે હીરા તરફ ફેંકે છે, હીરો અને તીરમાર બેઉ અજાયેબીમાં એક એક તરફ જોય છે.)

હીરો—(હવે નરમ પડીજઇ) અરે પણ બાપુ, હીધી રીતે માંગીયે કેની? તું તો આવતાંને વારજ પીંડારા માફક દરોરોજ પાડવા પડયો તે? વારૂં જરા થોભ, હું હમણા તારે માટે નાહતો લઇ આયો.

(હીરો ઝુંપડામાં જાય છે. ધનજો તીરમાર આગળ આવી વાતમાં ઉતરે છે.)

ધનજો—કેમ મીયાં સાહેબ? આવ વસઇ ગામમાં તમને કેટલાં વરસ થયાં?

તીરમાર—(તોરમાંજ) બધો જનમ ગીયો.

ધનજો—હો, હો, ત્યારે તો તમે હ્યાંના સઘળાં રહેવાસીઓને ઓળખતા હશો, વરી તમે પારસીઓના સમાગમમાં બી ઘણા આવ્યા હશો, કેમકે તમો ગુજરાતી ઘણું સાફ એક પારસી માફકજ બોલો છો? હ્યાંના કોઇ જાણીતા શહેરી વાશે તો જણાવો?

તીરમાર—જાણીતા શહેરી અને શેઠ્યામાં ખપતા પારસી તો હ્યાં એકજ છે, અને તે ખાનસાહેબ દીનર્યાજી નામનાં એક સખી ગ્રહસ્થ છે. કેળાં, ગોળ, શેરડી, અને નાળિયેરનો એમનો બહુ મોટો વેપાર છે. એવણ પોતાની સખાવતથી અત્રે બહુ માન પામેલા છે. એવણનું કુટુંબ બાપ દાદેથી હ્યાં વસ્તું આવ્યુંછ.

**ધનજી**--બસ બીજું કોઇ નહિ!

**તીરમાર**—બીજું હ્યાં કોણ લાવે? એમ તો ચાલીશ પચાસ પારસી કુટુંબો હ્યાં વસેછ, પણ કોઇ તેવું મોભાદાર નહિ તો. છે એમ તો બીજેગી એક પારસી, જો કે ઉમ્મરમાં નાનો પણ અક્કલમંદીમાં પૂર, ને સાથે ગરીબ પણ સખાવતે બહાદુર. તેને હમારાં બધાં ગામના લોકો પંડીત અને ફીલસુફ કરીને કહેછ!

**હીરો**—(ઝુંપડીમાંથી સીક સોતા લઇને બહાર આવતાં) કોણ ઓલો હાપુર મોટાફરામ કે?

**ધનજી**—(અજાયેબીમાં ચમકી) શાપુર મોતાફરામ? (બાજુએ) શાપુર, શાપુર મોતાફરામ, કેટલે વરસે નામ સમજ્યું! આહાહા! કેવો સંજોગ! સારે આખરે એ મને મળ્યો ખરો! આહાહા! પેલું કાલી રાતનું કાળું કામ પાછું મગજે ધાઇ આયું! આહા, છાતી કેવી ધડકેછ, જાણે કાલેજ તે બનાવ બન્યો હોયની?

**હીરો**—કેમ ભાય! એ હાપુરનું નામ હમજીને ચમકેલો કેમ! એ તારો કોઇ ઓળખીતો કે?

**ધનજી**—(સાવધ થઇને) ન ન નહિરે, એ કાંઇ મારી ઓળખાણનો હતો ખરો, ને ઘણે વરસે મેં એનું નામ સાંભળ્યું, જેથી મને અજાયેબી લાગી. વારૂં પણ એ હ્યાં કયાં ને કેટલાં વરસ થયાં રહેછ?

**હીરો**—બહુ વરહ થયાં એ હ્યાં આવી વહેલો ને ઓલાં બે લાંબાં ખેતરો કુડાયવાં કે એની વાયેજાન બંગલી દેખાય. તેમાં બહ પડીને આખો દી વાંચચાજ કરે, ને એવું ભણે, એવુ ભણે, ને એવું આપુને હમજાવે કે આપરે તો હરણ ફાર થઇ જઇએ. મારા હહરાનું ખુંણે પડી રહેતાં બી નહીબ જાયગું ખરૂં, એના તો પેલું હું ખાનખાઉ અરે ખાનહાએબ દીનર્વાજીની પોરી હાતે લગન થવાના એમ લાગે. તેની હાતેનો હાતેજ દેખાયા કરે.

(હીરો વાતમાં રોકાયલો છે તેટલે અંદરથી જીલુ આવી તેના બરદા ઉપર જોરથી છાપડ મારી શોર બકોર કરી મુકે છે.)

**જીલુ**—બસ ગેઇ, ગેઇ, ચરબીથી ભરેલી લાલમ લાલ મહોડાંનીજ ગેઇ !

**હીરો**—અરે રાંડ ઘોધ્યારૂં હાની કરે, કોણ ગઇ કયાં ગેઇ તે ભસની આપરી બુચી નાજાં કેઠે ચાલી ગેઇ હું ?

**જીલુ**—મુવા પાલ્યા આખો દહાડો આ મુવા લંબુ મીયાં હાથેજ વાતો કરવામા કહાડ ! તેં તેને હાચવી હોતે તો આટલું ની થતે. ઓ તમે લઇ જતાં મરે, તમારી આલ ઓલાદનું નખ્ખોદ જાય, મારી પાંચ વરસની માનીતીરે જો—(રડે છે).

**હીરો**—(રડમસ સાદે) ત્યારે નાજુજ કેથે ગેપ થઇ ગઈ કે ?

**તીસ્માર**—હાય, હાય, તારી પોરીનેજ કોઇ ઉઠાવી ગીએલું લાગેછ !

(જીલુ ગીત ગાય છે, રડતીને કુદતી બધે દોડે છે, હીરો તેનો જવાબ આપે છે, ધનજો કોરસ બોલે છે)

### ગાયન ૩ જું ઇંગ્રજી.

### *BROOKLIN CAKE WALK.*

**જીલુ**—

તમે લેતાં મરે, તમે ખાતાં મરે, મુવાં ભસ્તેગીઆંઓ !
તમે આવતાં મરે, તમે જતાં મરે, મુંવા દખ્મે ચહરીયાંઓ !

**હીરો**—

ઓ જીલુ, કોણુ ગઇ અરે કહાં ગઇ,
બોલ જલ્દી, કે શું આપરી નાજુ ગઇ,
મારી વ્હાલી તું બસ જલ્દી બોલ જલ્દી,
કે બસ જઇને હું તેનો પકડું ટોટો મંડી,

**કોરસ**

**ધનજો**—

ઓ, આસ્તે રે આસ્તે,
ઓ, આસ્તે રે આસ્તે,
જરા તમે થંડાપડો બા,
જઇને બરફ પાણી પીઓ,
યા તો માથે મુકો થંડું આઇસ,
કે તમને લોહી નહી ચહડી જાય,
કે જેથી ફેન્ટ નહિ મારી જાઓ,
ઓ આસ્તે રે, આસ્તે રે, આસ્તે.

(ગાયન ખલાસ થતાંજ ખાનસાહેબ દીનયાજીની ચાર દીકરીઓ પુતલી, જર, આઇમાય ને બાઇમાય દાખલ થાય છે, તેઓ અજાયેબીમાં આમ તેમ જોય છે, બધાં અચકી જાય છે, ધનજો એક બાજુએ સંતાયછે.)

**પુતલી ને જર**—(સાથે) શું છે! એ બધી ગડબડ શું છે?

**હીરો**—(ગલગલતે સાદે) અરે બાઇ હાબ મારી પોરી નાજાંને કોઇ ઉઠાવી ગીયું?

**જીલુ**—અરે મુવા અપત! હું તો આપરી પેલી ફરએ મરઘી મરિયમ માટે બોલુંછ!

(હસાહસ થાય છે. તેટલાં પુતલી, જર બાઇ ને આઈની નજર ધનજા પર પડે છે, ચારે જન ચોંકે છે. ધનજો હસે છે)

**પુતલી**—હીરાજી એ આય કોણુ? કોઇ તમારો સગો રહેવા આયોછ કે?

**હીરો**—હગો! અરે નારે બાઇ હાબ, એતો હમણાજ કોઇ મુહાફરીએથી આવેલો મુહાફર છે.

**પુતલી**—અંઅં! લેવો ચાલો જઇઓછ, કાલે સવારે પાછો નીરો મોકલજો હં! જીલુબઇ બેસો.

**જીલુ**—માંય આવજો સારે રૂરે.

(પુતલી, જર, આઇ ને બાઇ જાય છે. જીલુ બટબડતી બડબડતી ઝુંફડામાં જાય છે.)

**ધનજો**—ચાલો હવે આપરેબી રૂખસત લઈએ, હીરાજી શેઠ, પેલા તમારા પંડીત મોતાફરામનું ઠેકાણું જરા આપશો કે?'

**હીરો**—પેલી બાઇઓ જાય તેની પૂઠે હીધો ચાલ્યો જા, એટલે બે ખેતર વતાયેવાં કે આંમલીના ઝાડ નીચે તેની બંગલી દેખાવાની.

**ધનજો**—(તકોરમાં) ઓહો! ત્યારે તો એ ગોરી ગોરી મડમો આપરો ભોમ્યો થયો!

(ધનજો જાયછે.)

(તીરમાર બીજી બાજુએ જતો દેખાય છે, હીરો ઝુંફડાંમાં ધડીયાંઓ લઇ જાય છે પડદો ઉચકાય છે.)

## અંક પહેલો. પ્રવેશ બીજો.

(ખાનસાહેબ દિન્યારજીના મકાનમાંનું એક આરાસ્તે દિવાનખાનું. સામે અગાશી, અગાશીના બારણામાંથી દુરથી દેખાતા સાંમેના પેસી પેન્ટરના બંગલાનો વરંડા. દિવાનખાનામાં ટેબલપર મુકેલી મસાલાની જણુસો, બરણીઓ, એક પ્લેટમાં મુકેલી સ્ત્રોબેરી વિગેરે.)

( આઇ દાખલ થઇ અગાશી આગલ બેસી ગીત ગાય છે.)

### ગાયન ૪ થું.

રાહ, ( હે, હે, હે, મન તું કાહે જલે. )
દુનિયાનો આધાર, કરવા સરજયો સંસાર.
કુંવારી જીંદગીપર ફિતકાર, નથી એમાં કાંઇ સાર.
ભવસાગર તરવા પાર, થાવો સંસારી તરનાર.

શેર—

સુખ દુખનો સૌ ચીતાર દેખી
રહો તૈયાર તમ જાવા પાર
દાતારનો જયાર આવશે તાર
ન થોભશે જમડો પલકવાર
ફ્ના, ફ્ના, ફ્ના થશો.—૨

( ગાયન ખલાસ થતાં કયતાંન દાખલ થાય છે. )

**આઇ**—મુવા કયતાન? એ સવારની વાત થઇ શેઠ દેખાતા નથી તે કાંહાં ગીયા?

**કયતાંન**—દેખો બાઇ! અએસા તુમ બાત બાતમે મુવા મુવા કરેગા તો હમારા મોસ્તક ફીરજાયગા. છે! એ પારસી લોક અએસા કએસારે? જરા જરામે મરીગએ! મરીગીઓ!

**આઇ**—( હસીને ) મરેરે? એતો હમારી બોલી છે!

**કયતાંન**—( ગુસ્સાથી ) હેં ફેર? છે, એ કયારે? હંમ મરજાયગા પીછે હમારી જોરૂ કયા કરેગારે?

**આઇ**—( પાછી હસી ) તે વરી રાંડ બીજો વર કરશે, મરીગીયાં તમારી જાતમા, એજ ઠીક છે તો! એક મુવો કે બીજો તૈયારજ છે તો! પણ કયતાંન મરે શેઠ ગીયા કાંહાં જે?

**કયતાંન**--(મીજાજથી) ઓ બબરચીખાનામે દો ઘતાં હુવા બેએઠા હયે !

**આઇ**--બબરચીખાનામાં! મરે તાંહાં શું કરે છ ?

**કયતાંન**—છે, વો હમકુ સતાતારે ? વો બએઠકે મુરબ્બા બનાતા, હમ બોલા હમ બના દેતા, મગર સુનતા નહિ ! ઘી ગોરોમ કરકે, ઉસમે કએરી તલ દીઆ, અબી ઉસમે સાકેર દાલનેકુ બોલતા હએ ! ૪૨।

**દીન્યારજી**—(અંદરથી) કયતાંન! કયતાંન! ખાન લાવની જલદી ! કેરી દાજી જાયછ ને ?

**કયતાંન**—વો જીવ કાહારતા હયેરે, ખાનકા બરણી કીધર હયેરે ?

**આઇ**—(ગુસ્સાથી) મુવા તુંજ તારો જીવ કાહારની ! પેલી શુ બરણી દેખાતી નહિ કે ! લાવ જરા અંદરથી થોડીક ખાન કહાડી જજે મારે દવા પીવીછ.

**કયતાંન**—હાં, એ દેખો, અબ ચોરી પકરા (ખાનની બરણી હાથમાં લઇ) શેઠ રોજ હમકુ ગાલી દેતા કે તુંમ હમારા ખાન ખા જાતા, વ્હા ! તુમ દવામે રોજ રોજ ખાન દાલકે ખલાસ કરતા, ઓર ફીર અમરી પર વારંટ ! અએસા કુછ માણસ ખાન ખા શકતા હયે, જો શેઠ હમકુ બોદનામ કરતા હયે ? કોરમ બોરમ હોયગા તો મોર જાયેગા ? (થોડીક ખાન કહાડી હરસે ખાય છે.)

**દીન્યારજી**—(અંદરથી) ઓ, કયતાંન! શેતાંન! ચાલી મરની કેરી શેકઇ ચાલીને ?

**કયતાંન**—અરે આતા હયરે ? ખાનકા બરણી મીલતા નહિ (થોડીક ખાન કહાડી પાછી હરસેથી ખાયછે) કયું મોસ ? આજતો તુમારા હોસબોન્ડ ધ્યાં આનેકા હયે, ઉસકે લીએ તુમારા જીભ બીભ કાટું ?

**આઇ**—વો તું મરી જાય ભસ્તેગીયા ? મુવા તારા આઇબાઇની જીભ કાપી મરની ?

**કયતાંન**—અરે બાઇ માફ કરોરે ! હમ બોલતા કુછ બજારમેંસે મુંડી, જીભ, ભેજા લાયેગાકે ?'

(અંદરથી ધી બરવાનો અવાજ આવે છે, પછી કંઇ અફલાવાનો અવાજ આવેછે, દિન્યારજી હાથમાં ચમચ લઇ ગુસ્સાથી દિવાનખાનામા દોડી આવેછે.)

**દીન્યારજી**—(ગુસ્સાથી) બધી કેરી ભુંજાઇને ભસમ થઈ ગઇ, એનુ નખ્ખોદ જાય એનું પેલો કેયતાંન કયાં મુવો ? (આજુબાજુ જોઇ) કેમરે હરામખોર, ત્યારની વાર થઇ શું કરેછ ?

**યતાંન**—અરે ખાનમેં કીરી ખોત હોતા ઓ નીકાલતાતા (પોતાનું મોઢું છૂપાવેછે.)

**દીન્યારજી**—કેમરે લુચા વરી ખાનનો દમુસો માર્યો કે જોઉં મોનું ?

**કયતાંન**—(જેમતેમ મોનું દેખાડી) અરે શેઠ ? હમારા દાંત ખોત દુખતા હયે ઉસ્કે લીયે દાકતરને અંદર ખાન રખનેકુ બોલા હયે.

(દિન્યારજીની નજર આઇપર પડેછે )

**દીન્યારજી**—દીકરા તું આવીછ કે ? કેમ વહેલી આવતી રહી ? કીલ્લા વેર જઈ આવી કે ? તારી બેહનો કહાં છે ?

**આઇ**—એ લોકો તો હજુ નથી આયાં હું તો જરા થંડી વધારે ઉતી તેથી હીરાના પીઢાં આગલથીજ પાછી આવતી રહી.

**દીન્યારજી**—ઘણું નેક કીધું, દીકરા, દાકટરે કહયુંછ કે એને જેમ બને તેમ દપતેલી રાખજે ને ચોખી હવા ખવરાવજે, જા જઇને અગાસીપરજ બેશ, ઘાં ઘેરાયલી હવામાં અંદર ના આવ્યા કર, હું તો રાંધણીમાં મુરબ્બો ને પેલા બીલીમોરેથી ઘરભ આયાછ તેનું અચાર બનાઉછ.

**આઇ**—પણ ચાલોની બાવા, હુંબી સાથે સાથે કામે લાગું ?

**દીન્યારજી**—નારે, નારે, ધુમારામા તારો જીવ બીવ બગરી આવે !

**તાંન**—ઓ યસ, ધુમારેમે જીવ બોગર જાતા હયે (પાછી બરણીમાંથી ખાન ખાયછે, દીન્યારજી તેને જોયછે.)

**દીન્યારજી**—કેમરે બદમાસ, હજુ તેં બરણી મુકી નથી કે ? (બરણી તેના હાથમાંથી ઝુટાવી લેછે ને તેને ચમચ આપે છે) જાવો કીરસે કેરી ચુલાપર રાખો, હું અબી આયો.

(કયતાંન જાયછે)

હવે દીકરા આવ, મને એક બચી કરી લેવા દે (આઇ તેની આગળ આવેછે) મારા હાથ ખરાબ છે જો (તેણીને દુરથી બચી કરેછે)· જોની આજે મેં તારે વરે એક જણ આગળ વાત કીધીતી તે તુંને જોવા આવવાના છે, માટે તું જરા પફ પાઉડર કરીને નવી સારી બારી પેહેરી રાખજે. જરા વચમાંથી સેંતો પારજે હું !

**આઇ**—પણ બાવા, એવણ કોણ છે, ને ધંધો શું કરેછ ?

**દીન્યારજી**—મને કંઇ કહ્યુંતું જો, પણ ભૂલી ગીઓ; (સોચીને) હા, કેજે વહાણનો માટી છે.

**આઇ**—વહાણ નો માટી ? એટલે વર ? તે શું ?

**દીન્યારજી**—(પાછું સોચી) અરે નહિરે દીકરા, હું ભુલી ગીયોછ, (સોચીને) વહાણ માટી, વહાણ બતી, મીન બતી, અગર બતી ?

**આઇ**—હં હં અગરબતી મીનબતીના વેપારી હોશે ? મુવો તેને શું કરે ?

**દીન્યારજી**—(ગુસ્સાથી) અરે શું જો માથું ખાયછ ! કહ્યું કે હું ભુલી ગીયોછ. (સોચીને) વહાણ પટી નહીરે, અરે કેહેજે વહાણ વટી છે.

**આઇ**—પણ પપા ? એતો બોલ નવો સમજ્યો મુવું વહાણ વટી તે શું ?

**દીન્યારજી**—દીકર ' થી ડીકશનરી, (થોબાને) આપરે પછી ડીકશનરીમાં જોઇએ; પણ જા દીકરા હ્યાં ઘેરાએલી હવામાં ઘણો વાર ઉભી ના રહે, જા અગાશીપરજ જઇને બેશ ને ડાકટરે હમેશાં ઘણો ઉંડો દમ લેવા કહ્યુંછ ?

**આઇ**—તે કેમ ?

**દીન્યારજી**—(પોતે હાંફીને) જો આય એમ. એથી છાતીની રગો મોટી થઇ, લોહીના જગોને ફુલાવેછે.

**આઇ**—(કાંગલી થઇને) પણ પપા, આખો દહાડો અગાશીપર તે કેમ બેસી રેહું

દીન્યારજી—હુંઉં ! વરી ચેરી થઇકે ? મેં તુને કહ્યું નહિ કે દાકટરે તુંને બહારની બહારજ ખુલ્લી હવામાં રાખવા કહીછ તે ? વરી દીકરા (તેણીની આગળ જઇ હરૂસેથી) દરેક છોકરીએ જલદી ઉચકઇ જવાની હંમેશાં તજવીજ કરવી જોઇએ, અને બારીએથી આવતા જતાપર નેગાહ રાખવી જોઇએ. તુ લ્યાં બહાર અગાશીપર બેસી રહેછ, ત્યારેજ જમશેદનું તારીપર ધ્યાન ખેંચાયુંછ કેની ? દીકરા એ છોકરાના બાપની લ્યાં મોટી જાગીરો છે અને લ્યાં એઓનો સુકી કોલમીનો બહુ મોટો ધીકતો વેપાર ચાલે છ. (ચીડકાઇને) દીકરા, એટલી ઠંડી માંટલાં જેવી કેમ ? જોની તારેથી બાઇમાય નાલ્લી પણ કેવી ચબરાક છે ? પોતે પોતાનુંજ કેવું શોધી લેછ, આજે એની સાથે, કાલે પેલા સાથે, એમ ફરીહરીને એ જોજે કે કેવી નીકરી જશે તે ? અરે મકુ પણુની જશે તે.

આઇ—વારૂ જેમ તમે કેહો તેમ (આજુ બાજુ જોતાં ટેબલપર મુકેલી સ્ટ્રોબેરીની પ્લેટપર એકાએક તેણીની નજર પડેછે) એ બાય શું પેલી સ્ટ્રોબેરી કેહેછ તેજ કે ? મરે બાપરે તો આજેજ જોઇ ? એ એમજ ખાવાની કે ?

દીન્યારજી—(ગભરાઇને) હં ! હા ! હા ! સ્ટ્રોબેરી મને માથેરાનથી મારા દોરતે પરજત મોકલીછ. અરે નહિરે, એની તો જેલી બનાવવાની ? એ કંઇ કાચી ખવાય કે, એતો હલાયલ ઝેર !

આઇ—એમ ?

દીન્યારજી—એમ નહિતો કેમ ? (બાજુએ) એમ નહિ કહેતે તો એકબી સલામત રહેવા નહિ પામતે તો. (મોટેથી) હવે જાણી તો દીકરા અગાશી પરજ બેશની, દાકટર કહેછ કે લાબો વખત બંધયાર ઓરડામાં બેશસે તો, 'શીવીલ બી કોલેપ્સ'

આઇ—એટલે પપા, કોલેપ્સ તે શું ?

દીન્યારજી—(અડાવીને) માણસ ઘણું બાય તેને કોલેપ્સ કેહેછ, લે જા પેલી કેરી બરી જતી હોશે.

(આઇ અગાશી પર જઇને બેશેછે, દીન્યારજી જવા કરેછે, તેટલાં કયતાંન દોડી આવેછે.)

**કયતાંન**—(એકદમ ધસી આવી) અરરર! સબ ધીપર ભરકા લગ ગીઆ, ઓર જલ ગીઆ, એ હમારી જાતવાલા કોઇ હમકુ મીલનેકુ આયા હયે ઉસકુ દેખનેકું ગીયા ઇતનેમે સત્યાનાસ હો ગયા.

(પેસી ઇંગ્રેજી ડ્રેસમાં દાખલ થાય છે. કયતાંન તેને પોતાની જાતનો સમજી, તેની સાથે વાત કરવા જાય છે.)

**કયતાંન**—ચે! કાયરે? રાંધણી મડી ચલરે! ઇકરે કસા એલોરે! શેઠ બગતેરે!

**દીન્યારજી**—(તેને ધમકાવી) કેમરે એ ઉજબખ? એ તો પારસી છે? જોતો નહિ કે? નીકલ હંઇથી!

**કયતાંન**—(ચોંકી બાજુએ) વુઇ, વુઇ, એ પારસી જાંગલો બનલોરે? અરે તેનચી!

(જાય છે.)

**દીન્યારજી**—(તેની આગળ જઇ) કેમ બા કોણુને પુછોછ?

**પેસી**—ખાનખાઉના દીન્યારજી દુકકરખાઉ તમેજ કે?

**દીન્યારજી**—નહિબા, તે હું નહિ, હું તો ખાનસાહેબ દીન્યારજી દુકકરવારા.

**પેસી**—હું બી તેજ બોલ્યો!

**દીન્યારજી**—તમે તો ખાનખાઉ ને વરી દુકકરખાઉ બોલ્યા.

**પેસી**—હાજતો જેઓ ઘણી ખાન ખાઇ હાયાબેતીસના ભોગ થઇ પડેછ તેઓનેજ સરકાર ખાનસાહેબ બનાવેછ (આજુબાજુ જોઇ) ફૂ! કેવું કંગાલ ફરનીચર!

**દીન્યારજી**—(બાજુએ) એ તો કોઇ ક્રેક મુવોછ! એની સાથે કેમ પરવડશે. (તેને) ત્યારે શું તમે ફરનીચર વેચનારા છેઓ કે? ત્યારે તો બા હું તમને મદદ કરી શકતો નથી (અંદર જોઇ) મારી પાઓરી દાજી જતી હોશે, આય ફરનીચર તો અસલનું જે છે તે છે. જાવ છોકરીઓના લગન પર આવજો, ઓડર આપસ.

**પેસી**—નહિ સાહેબ, હું તો પેન્ટર છેઉ.

**દીન્યારજી**—(અજાયબીમાં) પેન્ટર? પણ આ આય બંગલાને તો હમણાજ થોડો વખત થયોજ રંગ લગડાવેલો છે. કંઇ પચીસએક વરસ થવાં હોસે. એહેસ્તીઅપાવા ગુજર્યા તેવણુના વીલની સરત મુજબ એને અરધયા રંગના ચાર એક હાથ લગડાવેલા, તે એમના એગ છે. પણ વારૂં તમે ગારી બારી રંગોછ કે અમારૂં ત્યાં ખટારા રંગવાનું કારખાનું છે, જોઉં વારૂં બોલો તમે છતા ઘેર પુછીને આયા તો તમુંને પાછા વારતાં મને સરમ લાગેછ, પોપત્યા રંગનો એક હાથ ઉપરના ખોખાંને, પૈડાંને દામરના બે હાથ, ને જરા ઉપર પીરા દાંણુાની નકશી, એટલું કરી આપવાનું શું લેશો? વારૂં ને તમે બલદની પીઠપર દામ દઇને નંબર પારોછ કે? જો તમે નારબી મારી જાણુતા હોવ તો અમારે ત્યાં જાથુકનું એક માણસ જોઇએછ. તમે ઓછામાં ઓછો પગાર શું લેશો તે મને કહો કે પછી હું વિચાર—

**પેસી**—હું તો ચીતારો છેઉં.

**દીન્યારજી**—ણુતારો! ત્યારે શું તમે સાવરની ણુતારાનો વેપાર કરોછ કે?

**પેસી**—મારા સાહેબ ચીતારો કેહુંછ.

**દીન્યારજી**—ચીતારો! ત્યારે તો દીવાળીને દહાડે ત્યાં આવજો, હમારાં ઘેરની દીવાલ પર તાબુતના વાઘના ચિતાર પડાવશું, અને વળી ગામના મારવાડીઓનેબી તમારે વરે ભલામણ કરશું કે—'

**પેસી**—સાહેબ, હું તો એક આરતીસ્ત છેઉં અને તમારી સાથે અગતની બાબદપર વાત કરવા માંગુછ.

**દીન્યારજી**—પણ ત્યારે, મારા સાહેબ આટલો વખત મારૂં કોકુંજ ભોપ્યા કરીને શું કરોછ? બોલી દેવોની!

**પેસી**—તમે મને બોલવાજ નહિ દેતા તે? વારૂં ચાલો આવો બેશો.

**દીન્યારજી**—(બાજુએ) જાણે એના બાપનું ઘેર?

**પેસી**—(ખુરશીપર બેસતાં બેઠક જોઇને) હુ કેવો કંગાલ બેસો ગલેપ? એ શું કામ સારયો હોશે?

**દીન્યારજી**—આ અંદરની ગાડી ઘણી ઉંચી છે.

**પેસી**—ઉંચી છે, ત્યારે આવાં મેલાં ચીંદડાંમાં ઢાંકીછ શું કામ? બેશક તે ખરાબ હોવીજ જોઇએ જેથીજ એમ ઢાંકીને છુપાવીછ.

( બેઉ ખુરશીપર બેસે છે. )

**દીન્યારજી**—હવે આ તમે કહેવા શું માંગોછ તે પરજ આવોની? (અંદર જોઇ) મારી કેરી બફાઇ જતી હોશેની !

**પેસી**—હું તેજ કેહવુંછ પણ તમેજ ફાંચર મારયા કરોછ, પણ તમે એ કેરી બફાઇ જશે એમ શું બોલ્યા? કંઇ હયાં અચાર ભરવાનો ધંધો ઉઘાડયોછ શું? શું તમે અચારિયા, કે મસાલાવારા, કે પાપટવારા છેવો?

**દીન્યારજી**—(ગુસ્સાથી) કેમ મારતર છેક ફ્રાસ્ટ જાવોછ કે? ઝટ કહી દેવો તમે હયાં શું માંગોછ? (બાજુએ) એનું નખ્ખોદ જાય કેરીની બાઇ ઉઠવાની!

**પેસી**—(સમજી જઇને) બાઇ ઉઠવાની? કોણના બાઇ? તમારાં કે? ત્યારે તમે કોઇ બાઇને ત્યાં નોકરીએ છેઓ?

**દીન્યારજી**—(ગુસ્સામાં) કેમ થયું કેમ? હવે સીધા સીધા બોલશો કે નહિ?

**પેસી**—પણ ત્યારે તમે મને બોલવાજ નહિ દેતા તે? મકુંજે આય બે એક મહિનામાં એકઝીબીશન ભરાવાનું છે જેથી—

**દીન્યારજી**—જેથી તમુંને મદદ જોઇતી હોશે, કેમ કાકા? એમ ચાલી ચલાવીને લોકોને ત્યાં ભીખ માંગોછ કે?

**પેસી**—હવે મુંગા રહેવો નહિ તો કાંઇ સમજશો. ગુપચુપ સાંભળો. ત્યારે આય વખતના એકઝીબીશનમાં હું એક પીકચર મુકવાનો છેઉ.

**કપતાંન**—(અંદરથી બુમ મારી) અરે શેઠ! શેઠ! તુમારા કએરી જળ જાતા હયે! રહેને દું કે નીકાલ દું?

**પેસી**—(ગભરાટમાં ઉઠી) અરરર! તમારી બૈરી બરી જાયછ! જાવ તો, એ ઉજબખ રહેને દું કે નીકાળ દું એમ શું કેહેછ? (અંદર બુમ પાડી) અરે ઓલવી નાખ, ઓલવી નાખ?

**દીન્યારજી**—અરે માસ્તર એ તો કેરીને વરે બોલેચ.

**પેસી**—કેરી ? હં પેલાં તમે અચાર ભરોછ તે કે ? શાનું અચાર ભરોછ ? ગોર કેરીનું કે ?

**દીન્યારજી**—કેમ હવે પતાવશો કે નહિ ?

**પેસી**—હા, ત્યારે તમે વચ્ચે બોલ્યા ના કરો. મકું આય એકઝીબીશનમાં હું એક પીકચર મુકવાનો છેઉં. તમે હિન્દુસ્તાનની મોગલોની લડાઇ વાંચીછ કે ?

**દીન્યારજી**—(કંતાલીને) અરરર ! આય કાંહાં પીડા—

**પેસી**—પણ તમે સમજો તો ખરા ! એ લડાઇના બનાવનું એક પીકચર હું રંગુછ. જ્યારે શિવાજીએ આય એમ (દીન્યારજીની ગલચી પકડી) અફઝુલખાંનની ગલચી પકડી (ચાલા કરી) આય એમ ઉભો થઇ, છુપીરીતે વાઘનખ કહાડી તેના પેટમાં (ચાલા કરી) આય એમ ભોકી દીધો તેનો એ દેખાવ ચિતારયોછ.

**દીન્યારજી**—(ગુસ્સાથી તેને ઝટકાટી કહાડી બાજુએ) સાંજી વખત આય કાહાં બલા આવી, એ તો કોઇ ભેજાં ગેપ મુવોછ (મોટેથી) પણ સમજાવી મરની જલદી કે તું કેહવા શું માંગેછ તે ?

**પેસી**—હું તેજ કેહેવું છ તો ! તમે વરી એટલો મીજાસ સાનો કરોછ ! આય પીકચર મેં આંઠ વરસ થયાં હાથમાં લીધુંછ, પણ હજુ તે પુરૂં નથી થયું. બસ દર સીઝને એકઝીબીશન આવતાં તે પુરૂં કરવા હું હાથમાં લેવુંછ કે થોડું ઘણું રંગયું નહિ રંગયું કે—'

**દીન્યારજી**—(ખીચ પાડી) કે ! કે શું !

**પેસી**—હું પ્યારમાં પડી જાઉંછ.

**દીન્યારજી**—બેમલાજાની તો હદ થઇ ! (બાજુએ) રખે ને આઇ સમજતી હોય (ગેલરીપર જોયછે) (મોટેથી) પણ હવે તેનું મને શું કહેવોછ ? કેમ હયાંગી કોઇપર આશક બાશક પડયાછ કે ? ને મોએદ નહિ મળતો હોશે તેથી મને આશીરવાદ છાંતવા લઇ જવાનો વિચાર હોશે. નહિ બા. હું કંઇ મોએદ નહિ હું તો બેહદીન છેઉં.

**પેસી**—(ચીડડાઇને) તમે સમજશો કે પીજનજ કરયા કરશો ! ત્યારે સાત વખત મેં એ પીકચર એકઝીબીશનમાં મુકવા હાથ ધરયું પણ સાત વખત હું અંતની ઘડીએજ બ્યારમા પડયો, અને મને તે કામ છોડી દેવાની ફરજ પડી. હવે આઠમુ એકઝીબીશન આવી લાગ્યું—

**દીન્યારજી**—(વચ્ચે બોલી) હું તમને ઇલાજ દેખાડું. હલકો ખોરાક લેવો, ને રોજ થંડાં પાણીએ નાહો. આવજો સાહેબજી (જવા કરેછે)

**પેસી**—(તેને રોકી) ઉભા રહો જરા મારૂં સાંભલી લેવો. ત્યારે આય વરસના એકઝીબીશનમાં મેં આય મારૂં પીકચર જરૂર મુકવાનો ઠેરાવ કીધો, અને મુંબઇમાં દર વખત લાલચોમા ફસી જતો હોવાથી—

**દીન્યારજી**—(બાજુએ) પોરીઓ બધી મરી ફીટતી હોશે તો ?

**પેસી**—મેં કોઇ એકાંત જગ્યામાં જઇ આ કામ આટોપવાનો વિચાર કીધો, અને આ મુજબ હું આજે ત્રણ મહિના થયા હયાં આવી રહયો છું. હું તમારા બંગલાની સામેની બાજુમાંજ રહું છું—

**દીન્યારજી**—(વચ્ચે બોલી) ને તેથી તમે ઓળખાણ કરવા આવ્યા હશો ? ઠીક, ઠીક, ભલે પધારયા. એમજ મગરૂરીમાં મરી રહેવા કરતાં આડોશી પાડોશીઓએ એક બીજાં સાથે કાંઇબી શરમ રાખ્યા વગર બેધડક ભેળાવું જોઇયે. ઠીક ફરવા બરવા આવ્યા કરજો, સાહેબજી, મારી કેરી ચચરી જતી હોશે. બીજી વખત મળજો વાત કરશું.

**પેસી**—(તેને રોકી) ઉભા રહેવો જરા બરાબર સમજી લેવો. (આંગલી કરી દેખાડી) હું આય તમારી સામેના બંગલામા પુર ઉલટથી માંરાં કામપર મંડતો હતો પણ ?

**દીન્યારજી**—શું ? પાછો આશક પડી ગયો કે ?

**પેસી**—સમજો, મારાં કામ પર મારૂં પુરેપુરૂં ધ્યાન હતું, અને હું મારા ઓરડાની બારી આગળ બેશી વિચારમાં દુરનો દેખાવ જોઇ શાંતપણે મારૂં કામ કરયો જતો હતો, તેટલાં આય તમારા બંગલાએ તેમાં ફાંચર મારી.

**દીન્યારજી**—મારા બંગલાએ ?

**પેસી**—હા, તમારો બંગલો મારી બારીની બરાબર સાંમેજ છે અને એની (આંગલી કરી) આય અગાશી ત્યાંથી સીધીજ દેખાય છે. વેલ, હું કંઇ મારાં કામ પરથી ધ્યાન ખસાડી હયાં જોતોજ નથી, પણ એક અબળાની લાલ ચણોટી, આગ-ગાડીના લાલ ફાનસ અને ડેંજર સીગનલ જેવી સાડી સુરજના કીરણોમાં આખો દિવસ સવારથી સાંજ મારી સાંમે ચમકયા કરેછ, અને મારાં કામપર બિલકુલ મારૂં ધ્યાન લાગતું નથી.

**દીન્યારજી**—તેથી ?

**પેસી**—તેણીને મારા રસ્તામાંથી દુર કરો, તમારાં ઝાડોની સંભાળ લેવા માટે કોઇ ઇરાનન રાખીછ કે ? આખો દહાડો અગા-શીપર બેશી ઝાડના કુંડાં સાથેજ ફાંફાં મારયા કરેછ તે ?

**દીન્યારજી**—કેમ એ, છેક વધેછ કે ? એ તો મારી વ્હાલી દીકરી આઇ છે.

**પેસી**—એ આઇ, (બાજુએ) ને થઇ વાઇ, (મોટે) પણ હવે મેહેરબાની કરી તમે એણીને અગાસીપર જવા દેવોના.

**દીન્યારજી**—(ખીચપાડી) અગાશીપર જવા દેવો ના, મારા સાહેબ ચાલી ચલાવીને એ કેહેવા હયાં આયા કે ? તમારી બારીએ પડદો કાંય નહિં નાખતા ?

**પેસી**—પણ હું અંધારાંમાં કામ કેમ કરૂં ? મને એજ બારીએથી મજાની રોશની મળેછ, બીજી બધી બારીઓ નકામી છે.

**દીન્યારજી**—હોસેબા, હું દલગીર છેઉં. મારી દીકરીને દાકટરે આખો દહાડો ખુલ્લી હવામાં બેશી સ્વચ્છ હવા ખાવા ફરમાવેલું છે જેથી તેણીને હું ઓરડામાં ગાંધી શકતો નથી. જાંવ આવજો સાહેબજી, (અંદર જોઇ) મારી કેરી આવી રહી.

**પેસી**—(ચીડકાઇ) પણ ત્યારે આખો દહાડો એક પ્રમાણીક મેહેનતુ જવાન સાંમે તેનું મગજ ફેરવી નાખવા ચાલુ ખેંચાણ રાખી મુકવું એ ઘણુંજ ઘાટકી અને શરમ ભરયું છે ?

**દીન્યારજી**—ખાલી કાંય નહિ કરી જતા.

**પેસી**—મેં ચાર વરસ વેર એ મકાન ભાડે રાખ્યું છે, અને હવેથી હું મારો સ્ટુડયો હયાંજ કહાડનાર છું. એક વરસનું ભાડું તો આંગપર આપેલું છે.

**દીન્યારજી**—દલગીર છું, આય બંગલો મારો પોતાનો છે, ને હયાં હું જનમ સુધી રહેનાર છેઉં.

**પેસી**—ત્યારે તમે મારૂં નહિ માનતા ?

**દીન્યારજી**—જરાબી નહિ.

**પેસી**—ત્યારે તમે દુસ્મનીજ કરવા માંગોછ કે ?

**દીન્યારજી**—દુશમની? જા, જા, કંઇ હયાં ડરાવેછ કે ?

**પેસી**—એઇ બુઢાજી જરા ધીરા પડી—

**દીન્યારજી**—(ગુસ્સાથી) ખબરદાર એઇ પોરયા બોલે તે સંભાળીને બોલજે. વાત શું લઇ આયોછ? (ખીચ પાડી) તમારી છોકરીને દુર કરો.

**પેસી**—પણ તમારી છોકરી ખુબસુરત છે, અને વરી પાછો હું—

**દીન્યારજી**—(ગુસ્સાથી તેની આગળ જઇ) કેમ બચા, દાદરપરથી ગબરવાનો થયોછ કે—

**પેસી**—(થંડો થઇ) અરે! મીસ્તર, ખાનખાઉ દુક્કરખાઉ જરા ધીરજથી સાંભળો. જુવોની મારૂં કેહેવું એમ છે કે મને જોત જોતામાં પ્યારમાં પડી જવાનો ગરજ લાગુ પડયોછ, જેથી નાચારીએ આય એલાજ કરવો પડેછ ને બીજું એમ કે જયારે હું થંડો હોઉંછ ત્યારે આવો ગરીબ ગાય જેવો દેખાઉંછ, પણ જયારે હું છેરાઉંછ (ઝનુનથી) ત્યારે સગા બાપનો નથી થતો. બસ બંદુક સાથેજ કામ લેઉંછ, માટે હું તમુને એક વખત ફરીથી કેહુંછ કે મારાં કામમાં નડતી તમારી છોકરીને આય અગાશીપરથી દુર કરો, નહિ તો હું ઘેલાપણામાં એકદમ ઉશ્કેરાઇ બંદુક—

**દીન્યારજી**—ફીકર નહિ, મારી દીકરી ગોલી પ્રુફ છે.

**પેસી**—(ચીડડાઇ) ત્યારે તમે મારૂં નથી માનતા?

**દીન્યારજી**—(ચીડડાઇ) તારૂં કપ્પાલ માને?

**પેસી**—પણુ હું બીજે કેથે કયાં જાઉં?

**દીન્યારજી**—કુવો તળાવ છે કેની?

**પેસી**—હું તુંને ફરીથી ચેતાઉંછ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) ચાલ રસ્તો પકડ.

**પેસી**—(જતાં જતાં) ઠીક છે.

**દીન્યારજી**—બાકી તારી બીક છે.

(પેશી ગુસ્સાથી જાય છે, દીન્યારજી હસે છે)

**દીન્યારજી**—(હસતાં) વ્હા! આયબી શેર પુછીને કાહાં આયો? નફ્ફટાઈનીતો હદ થઇ! (બીચ પાડી) તમારી છોકરીને દુર કરો? કાંવ? એના બાપનું કંઇ ખાધુંછ બાધુંછ?

(પેસી પાછો ધસી આવે છે)

**પેસી**—એઇ બુદ્ધા હવે બરાબર સમજ પડી. જ્યાં છે ત્યાં તેં તારી દીકરાને મને પેહરાવી દેવાનો તાગડો રચેલો લાગેછ, વારૂં તું રીત શું આપશે?

**દીન્યારજી**—એનું નખ્ખોદ જાય એનું આયતો કોઇ દામીજ મુવેલો છે? ઉભો રહે તારો રસ્તો કરૂંછ. (બુમ પાડી) અરે કયતાંન, કયતાંન ઇસકુ નીકાલ!

**કયતાંન**—(અંદરથી) અચ્છા કએરી નીકાલ દેતા.

**દીન્યારજી**—(ગુસ્સાથી) અરે હયાં આવ, હયાં આવ.

**કયતાંન**—(અંદરથી) કીસકું બુલાઉં?

**દીન્યારજી**—(ગુસ્સાથી) અરે લાકરી લાવ, હયાં આવ.

**કયતાંન**—(અંદરથી) ભાખરી ખાવ, અચ્છા આતા હયે

(આવેછે)

**કયતાંન**—કીધર હયે ભાખરી?

(પેસી હસીને ચાલી જાયછે)

**દીન્યારજી**—(ગુસ્સાથી) બદમાશ, છાકરા હુવા હએ કયા, કીસને બખત બુલાયા ?

**કયતાંન**—ખાયા ! હમ કયા ખાયા, હમ કુછભી નહિ ખાયા !

**દીન્યારજી**—(ગુસ્સાથી) જાવ,

**કયતાંન**—(તેની આગલ જઇ) આવ, એ કયા આયા.

**દીન્યારજી**—મુવો તું. જાવ કલરી તુમકુ રજા દેગા. આજ નવા પારસી બબરચી આનેકા હએ.

(ગુસ્સાથી ચાલી જાય છે, કયતાંન હસે છે, ખુશાલીથી ગીત ગાય છે.)

## ગાયન ૫ મુ ઇંગ્રેજી.

રાહ (ક્રીમ ફાવ ચાવ ફાઉ આઇ કેમ મેકી વોકી)

પારસીકા ઘર બરા મજાહ હએ, નોકરીમે બોત સુખ,
ઇંગ્રેજ લોકકા કામ ખરાબ, લાટ ખાનેકા બોત દુઃખ.
હયાં તો ખાવ ધાન ડાળ પટિયા, વહાં તો મારતા ભુખ,
હયાં તો ખાવ ઘી ગગરતા, વહાંતો હયે ખાના લુખ.

### કોરસ

હાં, હાં, હાં, એ ખાના બોત સ્વાદ,
ઇંગ્રેજ લોકકા ખાનામેં કહાં મીલતા હયે કબાબ ?
એ લોકકા ખાના અચ્છા હયે કયા, મુજકો તુમ દેલો જવાબ ?
કુચ્છભી નહિ અચ્છા, મયે કહેતા હું સચ્ચા, જયસા બાસ મારતા શરાબ.

**કયેતાંન**—(ગાયન ખલાસ થતાં) છે ! આજ પારસી બોબરચી આનેકા હયરે ! છે, એ પારસી લોકકુ કયા પકાનેકુ આતા હયે રે ! ચાવલ મેં હલદ દાલ દીયા કે ખીચડી હુવા, છે, અપણા કારી ચાવલ જયેસા કોઇ નહિ.

(અંદરથી અવાજ આવેછે)

એઇરે ! એ કોન આતા હયેરે ! હાં, હાં, શેઠને નવા પારસી મીસ્ત્રી બુલાયા હએ વો હોએગા, જરા છીપકે દેખના ચાહીએ.

(જમશેદ અને ફરામરોઝ દાખલ થાયછે, કયતાંન એક બાજુએ છુપાયેછે)

**ફરામરોઝ**—(જમશેદને) લેવો આય તમારૂં સાસરૂં ! અરે ! વ્હા ! ધાનસાકનો મઘમઘાત આવેછ !

**કયેતાંન**—(બાજુએ) ધાનસાક ! વુઇ ! વુઇ ! વોજ બબરચી રહેનેકુ આયા હોયેગા. અછા, ઇસ્કો જરા પુછકે ગર લેના ચાહીએ.

(તેઓ આગળ જાયછે.)

એઇરે તુમારો નામશું છે ? તું કીદરસે આયોરે ?

**ફરામરોઝ**—(જમશેદને) એ લોકનો કોઇ બબરચી છે. આપરે જરા એને અસે મસે પુછીને ઘેરનો ગર લઇ લઇએ. (કયેતાંનને) કેમરે ગીસ્ત્રી તું હયાં કેટલો વખત થયો નોકરીએ છે ?

**કયેતાંન**—શેઠકા બાઇ મર ગયા જબ મયે હયાં રહયો તો.

**ફરામરોઝ**—હોશે, પણ તેને કેટલાં વરસ થયાં ?

**કયેતાંન**—તુમબી દીવાના હયરે ! વો મેરેકું કયા માલુમરે (બાજુએ) બીલકુલ ગધ્ધા હયે, એ કયા પકાયેગારે !

**ફરામરોઝ**—(જમશેદને) બીચારો ઉલ્લુ છે, જરા એને વધારે ચાંપી જોઇએ. (કયતાંનને) વારૂં પણ શેઠ બાઇ કયેસા હયે ?

**કયેતાંન**—(બાજુએ) અબ ઇસ્કુ ભડકાઉં (મોટેથી) છે, કુછ કામકા નહિ, સારા દિવસ મોસ્તક ફીરાતા, ઓર રાંધણીમેં બેઠકર ગરભકા અચાર ભરતા હયે, બોલતા કે કુછ નવી જાતકા અચાર્ બનાકે બીલાતકી પારલામેંતકુ ભેજનેકા હયે.

**જમશેદ**—ઓર આઇ કયેસા ?

**કયેતાંન**—વો તો મર ગયા !

(બેઉ ચોંકેછે.)

**જમશેદ**—હેં ? કબીં ?

**કયેતાંન**—વોજ તો હમકું માલુમ નહિ.

**જમશેદ**—અરે તુમારા બાઇ નહિ, શેઠકા, છોકરી આઇ, આઇમાય.

**કયેતાન**—છે, વો સારા દિવસ અગાસીપર સો રહેતા હએ. કુછ કામ કરનેકા બાત નહિ. ઇસકી સાથ શાદીબી કોણ કરેગા, જો કરેગા વો મરેગા. ઇસકા મુ કએસા હય (ચાલા કરી) વું, જયેસા મંગુસ, બોત મીજાસી. અછા તુમ બીસ રૂપિયાસે કમતી પગાર મત લો, કામ બોત હયે. કોણ રહેનેકા હયે તુમ કે વો (બેઉને દેખાડી)

**ફ્રામરોઝ**—હમ દો જણુ રહેગા.

**કચેતાંન**—(બાજુએ) બાપરે દો મિસ્ત્રી ! (મોટેથી) અબ દેખો ! કીરીસ્તાંઉ આયા, તો એકલા સબ કામ કરો, ઓર પારસી આયા તો દો માણુસ ? (તેઓને) અછા તુંમ દો જણુ પકાએગા કે ?

**ફ્રામરોઝ**—(ગુસ્સાથી) એઇ ગેપાંઉ ! કોઈ સારાં માણુસકુ દેખતાજ નહિ કે હમ તો શેઠકા દોસ્ત હય ઓર મીલનેકુ આયા હએ.

**કયતાંન**—( ગભરાટથી બાજુએ ) દોસ્ત ! બાપરે ! એ તો સબ કચુંબર હો ગયા, અરે શેઠ ! માફ્ કરનારે.

( ચાલી જાય છે. )

**ફ્રામરોઝ**—(હસીને) પેલો ગેપાંઉ આપુને કોઈ નોકરીએ રહેવા આવેલા બબરચીઓ સમજ્યો. ખરેખર આપરો અવતારબી એવોજ મેલો ઘેલો થઇ ગીયોછ. છેક સ્તેશન વેરથી ચાલતાં આવતાં મારા તો આંતા ફેરફાર થઇ ગીયાછ.

**જમશેદ**—તમે બેશુદ્ધ નહિ થઇ ગીયા એ અજબ છે, મેં તમુંને ઘણું કહ્યું કે ગારી કરીયે પણ તમેં માંરૂં માન્યુંજ નહિ.

**ફ્રામરોઝ**—એ તારાજ ફાયદાને માટે દિકરા, જ્યારથી તેં આય ખાનસાહેબ દિન્યારજીની છોકરી જોઇ, ત્યારથી તું તેની પર આશક પડયો, અને તેં એની પર ભેટ સોગાદો મોકલવા મારી પાસે ધુમ ખરચ કરાવ્યો. એ બધો મેં નોંધી રાખ્યો છે, અને હવે ગારીમાં બેશિયાથી તો તેમાં ઓરબી વધારો થતે, વરી તુંને બે હજાર આપી, હયાં વસઇમાં સુકી કોલમીઓ પુરી પાડવાની પેહેડી કહડાવી આપીછ, બધા મલીને તારી પછવાડે કેટલા ખરચાયાછ (વિચાર કરીને) ઉભો રહેની (ખીસાંમાંથી પોકીટ બુક કહાડી તેમાં જોઇ) હા, ત્રણ હજાર બસો સાડી સતાવન રૂપિયા, પોણા ચૌદ આના, ને બાર પૈ. હવે એ બધા પૈસા તું જે દહાડે અદરાય તે દહાડે બ્યાજ સીકે મને પાછા આપવા તેં કબુલ્યું છે માટે દીકરા, જરા ચપલઇ કર. ખોદા, કરેને આજે તું ઠેકાણે પડી જાય. હું રૂપિયા પાછા લઇ જવા માટે કોઠલીઓબી લઇ આવ્યો છું (ખીસાંમાંથી કોથલીઓ કહાડેછે) વખતે રોકડા બોકડા આપે તેથી અગાઉથી બંદોબસ્ત કીધેલો સારો.

**જમશેદ**—કાકાજી આટલી મારીપર મેહેરબાની કીધી તો તે પૂરીજ કરો. પણુયાં પછી હું એ બધા રૂપિયા તમને હવાલે કરી દેવસ મારી આટલી ઉમ્મરમાં એજ તમે મને મદદ કીધીછ.

**ફરામરોઝ**—હં, ને તારી નવજોત કરી આપેલી તે ભુલી ગીયો કે? તારો બાપ તુંને નાનો મુકી મરી ગીયો, ને તુંને પાલવાનું મારાં માંથે આવી પડયું, મેં તે ખુશીથી માંથે લીધું, પણ તારી પછવાડે જેટલો ખરચ થયો તેટલો આજની ઘડી સુધી હું મારી નોટ બુકમાં નોંધતો ગયો છ કે વરી કોઇ દહાડે તારો દહાડો ઉઘડે તો માંગવા કામ લાગે. બરાબર નોંધ રાખેલી છે (પાછું નોટ બુકમાં જોયછે) ફલાણે દહાડે બુટ અપાવ્યાં, બુટને દીંગરી મરાવી, પેપરમીટ અપાવી, અરધીના ચણા અપાવ્યા, કપડાં સીવારયાં, ઇસ્કોલની ચોપડીઓ, ઇસ્કોલના પગાર વિગેરે વિગેરે, દરેક બાબદની તારીકવાર સાથે નોંધ રાખેલી છે, જે બધાંનું આપરે બીલ કરશું. હા બા, બીઝનેસ ઇઝ બીઝનેસ. હજુ તો પાંચ છોકરી પરણાવવાની છે. જોઇએ આજે આય કોઠલીઓ કેટલી ભરાએછ (કોઠલી કહાડેછે)

**જમશેદ**—(અંદર જોઇ ચોંકીને) અરર ! કાકાજી પેલા ખાનસાહેબજ હયાં આવેછ ! એ કોઠલીઓ સાંતી દેવો તો ! એ શું ધુર મુકવા લઇ આયા !

(ફરામરોઝ કોઠલીઓ પાછી ખીસાંમાં મુકી દે છે. દીન્યારજી દાખલ થાય છે)

**દીન્યારજી**—(જમશેદને) ઓલો ગુડ મોરનીંગ ! ઓપુલી પ્લીઝડ તુ સી યુ (ફરામરોઝને) બા ઓટલાપર બેશો (જમશેદને) એ કોણ ? તમારો કારભારી કે ?'

**જમશેદ**—અરેજી ! એવણુ તો મારા કાકાજી થાય.

**દીન્યારજી**—માફ કરજો સાહેબ, સેવક ઓજર ખ્વાહીશથી માફ માગેછ. કેમ છેવ શેઠ ? (તેને શેકહેન્ડ કરેછે)

(ફરામરોઝ ખીસાંમાંથી રૂમાલ કહાડવા જાયછે, પણ એક કોઠલી નીકલી આવેછ, જે

દીન્યારજી જોય છે. તે પાછી ખીસાંમાં મુકી દેછે.)

**દીન્યારજી**—શેઠ તમે હમેશાં માંજરપાટના રૂમાલ વાપરોછો કે ? વ્હા! એજ પરમાણે દરેક જણે કરકસર કરતાં શિખવું જોઇએ. આપણે અસલના, તે અસલના, આજના છંકેલ જવાનોને તો રેશમી રૂમાલ વગર ચાલેજ નહિ. છટ, આઇ મસ્ત નોટ લાઇક ધેટ.

**ફરામરોઝ**—જી નહિ, એતો હમે વેપારી પરયા એટલે ખીસાંમાં આય બધી રૂપિયાની કોથલીઓ મુકી રાખવી જોઇએ. (કોડલીઓ બાહાર કહાડેછે) વખતે કોઇ રોકડા આપે.

**દીન્યારજી**—(બાજુએ) મની બેગસ ઇન ઇતસ પોકેટ! આહ! વોટ આ નોતીસએબલ બીઝનેસ હી, હેડ. (મોટેથી) બા આવોની બેશોની, ઘેર તમારૂંજ સમજજો હું!

(બેઉને બેસાડેછે.)

ઉભા રહો હું મારી દીકરીને બોલાઉં.

**જમશેદ**—જી નહિ, જરા હું મ્હોડું હાથ ધોઇ લેઉં પછી. બધું ધુરે ધુરે કારૂં થઇ ગીયુંછ.

**દીન્યારજી**—તે કાંઇ નહિ. મારી દીકરીને તો બધું ચાલશે. તે કાંઇ ગોરો કારો જોતીજ નથી. જુવોની તેશીને તો આવો વર જોઇઅછ. શું જો હું ભુલી ગીયો. હા મેં બધું લખી રાખ્યુંછ (ખીસાંમાંથી કાગળ કહાડેછે, તે વાંચેછે) આય રહયું. માલદાર, હોલનદાર, જરદાર, કેરદાર, રૂપદાર ને સરદાર. મારી બીજી ત્રણ દીકરીઓને આવા આવા વરો જોઇછ. બાઇમાયને શું ? ફનાફાત્યો ! (બરાબર વાંચેછે) નહિ નહિ ! સુલતાન સાથીયો ! યાને સુલતાનની સાથ વારો ! બીજું શું ! બકરી દાત્યો ! (સુધારી) નહિ રે બદી દાત્યો એટલે બદીનો દાતનાર યાને દુર કરનાર યાને નેક. પુતલીને બીલલી જુફ (સુધારી) અરે ફીલસુફ, ને જરને ધોબીનો અરે ! મકું સોભીતો. (કાગલ પાછું ખીસાંમાં મુકેછે) ત્યારે સાહેબો આવા-તેઓના મનપસંદ વરો દરેકને અપાવવાના

છે. મારી બે વડી દીકરીઓનાં તો સાટાં થઇ ચુકાંછે. પુતલીને માંગવા મુજબનો એક પ્રીક્ષસુફ માને વંદીદાદ અરે મકું પંડીત મલી ગીયોછ, ને જર મારા ભાણેજ સાથે લટકી રહીછ. આઇ આય છમસી સાથે અરે જમશેદ સાથે તીંગાઇછ, ને બ્બાઇને પ્યાંય મારનાર અરે મકું ઉચકનાર, મકું લઇ જનાર, અરે હાથ ધરનાર, (ચીડડાઇ) પરણનારજ કહોની, તે મલી જશે. એટલે એબી મરી જશે, અરે મકું પરણીજશે. પછી, માર મારયા. મકું પાર પરયા. ઉભા રહો, હું તમારી ચારેલી અરે મારી ધારેલીને બોલાઉંછ, બીજી બધીઓ તો ફરવા ગઇછ તે હજુ આવી નથી. (મોટેથી) અરે ગાયમાય ! છટ, છટ, બકરીમાય, મકું નામ શું ? (જમશેદને પુછેછે, જમશેદ કહેછે) હા, આઇમાય ! ઓ ! આઇમાય ! જરા આવતો માય !

**આઇ**—(અગાશીપરથી) જી ! જી ! આવી !

(આઇ આવેછે જમશેદ ને ફરામરોઝ ઉભા થાય છે)

**દીન્યારજી**—આવની દીકરા, આય આપરા જમશેદજી કવાબ અરે સવાબ અરે મકું નવાબ આયાછ તેવણુને મળની.

(આઇને જોઇ અજાણતાં ફરામરોઝ સાથે શેકહેંડ કરાવેછે)

આય તારા ધારેલા ધણી

(ફરામરોઝને જોઇ ચોંકેછે, જમશેદ સાથે પાછી શેકહેંડ કરાવેછે)

મકું હું તારો વર ! અરે આય તારો ધારેલો ખર ! અરે વર !

**આઇ**—(ડોકું કરી) વેરી પ્લીઝડ ! આવોજી !

**જમશેદ**—આયાજી. (નીચે નમેછે)

**દીન્યારજી**—(તેણીને બાજુએ લઇ જઇ) કેમ દીકરી એ ચાલશે કે ?

**આઇ**—(તેને હરસેથી) પણ પપા, એને કોલર ક્યાં પેહેરયોછ જે !

**દીન્યારજી**—(તેને ચીમાઇને જોઇ) બરાબર! ઇટ ઇઝ ધી હાઇત ઓફ ઇનજસ્તીસ. આજના જમાનામાં તો કોલર પેહેર-વોજ જોઇએ. કંઇ નહિ દીકરી, હું એને કેહેવશ. (તેઓ આગળ જાયછે, જમશેદને હરૂસેથી) યુ મસન્ત વેર કોલરસ, શી ઇઝ લાઇકીંગ યુ! (આઇ આગળ જઇ) જા માય પાછી તારી જગ્યાએ જા, હવાં (આસપાસ જોઇ) ઘેરાએલી હવામાં ના ઉભી રહે. (જમશેદને ફરામરોઝને જોઇ) માઇ લીટલ બીઇંગ ઇઝ સીક સર. જમશેદજી જાવો તમેબી જઇને એની સાથે અગાશીપરજ વાત કરો (તેના કાનમાં) એન્ડ એતેક શીઝ હાર્ટ.

**જમશેદ**—(તેને હરૂસેથી) ઓલ રાઇત આઇ એમ કમેનસીંગ માઇ બોમ્બાર્ડમેન્ટ (આઇને નમનતાઇથી) આવો માય અગાશીપર બેશ્યે.

**આઇ**—ચાલોતી, આઇ ઓફુલી પ્લીઝડ.

(બેઉ જન અગાશીપર જાયછે. દીન્યારજી તેઓને પાછળ હેતથી જોયછે.)

**દીન્યારજી**—(એક ઉંડો સ્વાસ ખેંચી) ધેર ઇઝ માઇ સ્વીટ હાર્ટ (ફરામરોઝને) છોકરાએ જરા કાચું કાપ્યુંછ ખરૂં, એ કોલર પેહેરી આયો હોતે તો જલદી પાસ થઇ જતે, મારી દીક-રીએ કાંઇ બરાબર ઓપીનીન આપ્યું નથી, બત, વેલ દોન્ટ મેનસન. આવો મીસ્તર ફરામરોઝ! હું તમારો ઓરડો દેખાડું, ત્યાં જરા મ્હોડું હાથ ધોઇને જરા અલે તાત. પછી આપરે જરા બહાર ફરી આવિયે. જમીનેજ આયાચકેની?

(બેઉ જાયછે પડદો પડેછે.)

---

## અંક પહેલો. પ્રવેશ ત્રીજો.

### જંગલ-ખેતર.

(સાંજના ઝઝખલાનો અને અંધારાંનો દેખાવ માલમ પડેછે, મોટાં દરખતોથી ઘંકાયેલી એક બાજુએ શાપુર મોતાફરામની બંગલી દીસેછે. પુતલી, જર, ને બાઇ ગભરાટમાં આવેછે.)

પુતલી—ઓ માયરે! હવે કેમ કરિયે? મેં તે મુવાને બરાબર આપરી પછવાડે આવતાં જોયો!

જર—પુતલી તું મારેથી વડી થઇ ને આટલી બીહે, એ મને અજબ લાગેછ. એક મુસાફરને જોઇને બીહવું, એ કેવું ગોજું લાગેછ, વરી મુસાફરો મેલા ઘેલા નહિ તો કેવા આવે? હોસે કોઇ બીચારો દુર વેરથી રખડતો પડતો ખડતો આયો હોસે?

પુતલી—બીચારો! અરે મુવાના ભખીં ખાવ તેવા ડોળા જોયા તાકે? મુવો કોઇ તદનજ પીંઢારા જેવોજ ઉતો! મુવાનો દગલો જરા પવનથી ખુલ્લો થયો કે કમ્મરમાં બાંધેલા પતામાં એક પીસ્તોલ ખોસેલી મેં નજરો નજર જોઇ!

જર—તું અમથી ગભરાટ કરેછ. મુસાફરો વરી પોતાના બચાવ માટે હથિયાર નહિ રાખે કે? લે ચાલ, એ હવે પીજન મુકી દે, જો આય તારા વહાલા શાપુરનો બંગલો આવી લાગો, ચાલ આપરે અંદર જઇ એવણુને મળીએ.

(અંદર જવા જાયછે, તેટલાં શાપુરજ બહાર નીકળી આવી, તેઓને ભેટછે.)

શાપુર—ઓહો, બાઇ સાહેબો, હમારાં ગરીબ ઘર આગળ તમારાં દરસન! કેમ કંઇ ફુગલાએલાં જેવાં દીસોછ?

પુતલી—અરે હારે, હમે હીરાના પીઠા આગળ ફરતાં ફરતાં જઇ પુગાં, તો ત્યાં કોઇ મુવો ભીલ જેવો પારસી દેખાયો! હીરો કેહે જે કોઇ મુસાફર આવેલો છે! પછી હમે ત્યાંથી ચાલી ગીયાં કે મુવો તો અમારી પુઠે પુઠે આયો!

શાપુર—ખરેખર ! ત્યારે તેમો ડાબો આય તમારી હીરા મોતીની જણુસમાંતો નહિ ખોભાયો હોય ? વારૂં ચાલો, હું તમુંને ઘર વેર મુકવા આઉં.

પુતલી—ઓ નહિ રે, હવે હમે હયાંથી એક દગલું બી હથવા માંગનાં નથી. અંધારૂં થવા આયુંછ, ને મુવો તે આપુને વાયેજાન કેઠે મલીને લુતે તો તમે શું કરવાના ઉતા ! કયાં તમારૂં સીધું સરોવર જેતું આંગ, ને કયાં તેનું પારા જેવું આંગ !

જર—અરે, કાંય તું કોઇ બીચારાને અમસ્થો વગોવ્યા કરેછ, તેના પતામાં પીસ્તોલ ખોસેલી ઉતી એટલે તે તારા મનસે પીંડારોજ કે ?

આઇ—(અણુકાથી) મરે જર તું ઉંદરને જોઇને તો ગજગજ ઉછરેછ, ને એટલી બહાદુર સાએ થઇ ગેઇ !

શાપુર—પણ ત્યારે ઉભાં રહેઓ હું તમારા બંગલે જઇને ગાડી જોરાવી લાઉં ?

પુતલી—કદી નહિ, હું તમુંને કદી એમ એકલા મોકલવાની નથી, મુવો તે પછવાડેથી આવીને તમારી ગરદન પકડે, તો તમે બચાવ જેવા શું કરવાના ઉતા ?

શાપુર—તમે અમથાં ગભરાવો છો, વારૂં પણ તેને તો તમે પેલી બાજુના ખેતર તરફ જોગો હતો ની, ત્યારે તમારાં ઘર તરફનો તો આય બાજુનો રસ્તો ! મારૂં માનીને તમો મારા બંગલામાં જઇને બેશો, હું હમણા ગાડી લઇને આયો.

(શાપુર પુતલીને સમજાવે છે, ત્રણે સમજીને બંગલામાં જઇ બહારનું બારણું ધાંકેછે, બીજી બાજુએથી શાપુર જાયછે, ને સામી બાજુએથી ધનજી ગીતગાતો ને અફસોસ કરતો દાખલ થાય છે)

## ગાયન ૬ ઠ્ઠું

(દુનિયા એક મુસાફીરખાના) રાહ.

દુનિયા છે ઠગારી, વધારીને દે, નાખે ઉતારી
આજે અમીર તે, કાલે ફકીર છે, વઝીર તે છે બેગારી-દુનિયા.
૨-આજે એક બાદશાહ ગાડીએ બેઠો કાલે ઉઠાગો ધિક્કારી
૨-આજે લેહેર છે, પૈસાની મેહેર છે કાલે છે બસ લાચારી
૨-એવી આ ગારી છે, બધે બસ જારી છે, દુનિયામાં છે બસ મક્કારી- દુનિયા.

**ધનજો**—(ગાયન ગાઇ રહયા પછી એક અફસોસની અવાચી ખાઇ) અહા! દુનિયા, દુનિયા, કેવી મુસીબત, કેવી રંજ, કેવી હાદમારી ! જયાં અને જેબી જોયું, ત્યાં બસ ગમ, ગમ, અને ગમજ. કેથેબી ખુશી ખુશાલીનો જોઇજ નહિ. એમ'ગી હોય કે જાણે આપરે ધંધો ચાકરી નહિ કરતા હોઇએ, ને તેથી હાદમાર થતા હોઇએ ! આએ તો હાદકાં કસતાંબી હાદમારીજ. કોઇ કંઇ મેહેનત કરીને કમાય, કોઇ કંઈ કરે, ત્યારે શું રાતના કોઇનું ઘેર ફાડી દરોરો પાડવો, ને માહા મેહેનત કરી તેનું ફળ મેળવવું એ શું ધંધો ને હુન્નર નહિ કે ? નખ્ખોદ જાય પોલીસનોબી શું જુલમ છે, કે બસ હમે જરા તરા કરી હાદકાં કસી ધંધો કરિયેંછ, તો પકડી લઇ જઇને હમને.હરામનુ ખવાડેછ! ત્યારે, શું હમે ધંધો કરિયેંજ નહિ ? એતો કોઇનો કંઇમાં હાથ, તો કોઇનું કંઇમાં ધ્યાન, એમાં પોલીસનું શું બગડેછ? સાંમા હમે તો લોકોને હુશિયાર ને સાવચેત બનાવીપેછ ! નહિ તો તમામ દુનિયાના લોકો બેબાખરાં જેવાંજ રહીજતે. અહા ! પોલીસ પોલીસ ! તારા કાળો પોશાક ને પીલી પાઘડી પહેરેલા ચોતલીદાર વાંદરાને જોઇનેજ ખુણે ખુણે નાંસવું પડેછ, ને તેમજ મુંબઇમાં પેલા સાહેબને ત્યાં દરોરો પાડયો, તો તેની નાહસ ભાગમાં હયાં વેર નાંસી આવવું પડયું ! પણ હયાં નરીબે કેવાં નખરાં દેખાડયાં ! અહા, શાપુર, શાપુર, અંતે બાર વરસે બી તું મને હાથ લાગો ખરો ! પેલી તોફાની રાત પછી તેં વતેણા વાવયા, મારે ભાગબી તું લગ્નને પોલ થમો,

પણ તું જો હવે, કે બાર વરસે બી હું મારો હિસ્સો માંગવા હયાં હાજર થયો છું. અહા ફીનો, ફીનો.

(શાપુરની બંગલીના બારણા આગળ જાયછે, ને તે જોરથી અફાળે છે.)

**જર**—(અંદરથી) એ કોણ છે ?

**પુતલી**—(બારીના કાચમાંથી જોઇને અંદરથી) ઓ માયરે ! એતો એજ !

**જર**—(અંદરથી) ચપકર પુતલી, તું તારે મુંગી રહે હું એને પૂછુંચ. (ધનજીને) બા તમે કોણને પુછોચ ?

**ધનજી**—શાપુરજી ગોતાફરામનું આજેજ ઘેર કે ?

**જર**—(અંદરથી) હા, પણ તેવણ કાંઇ ઘેરમાં નથી બાહર સધાવ્યાછ તે થોડો વાર રહીને આવશે.

**ધનજી**—ઠીક છે. હું બીજી વખતે મળશ.

(ધનજી ચાલી જાય છે. અંદરથી ગાડી થોભવાનો અવાજ સંભળાય છે, ખાનસાહેબ દીન્યારજી ને શાપુર દાખલ થાયછે, શાપુર જઇને બારણું ઠોકેછે.)

**પુતલી**—(અંદરથી) કેમ મુવા વરી આયો કે ?

**જર**—(અંદરથી) અરે પુતલી પુતલી એતો શાપુરજી છે !

(બારણું ઉઘાડી ત્રણે બહાર દોડી આવી પોતાના પીતાને ભેટેછે.)

**શાપુર**—કેમ પુતલીબાઇ તમે ઠીક ચોપરવાડી ચલાવી ?

**પુતલી**—માફ કરજો, હું તો પેલા મુવાને સમજી ! તે મુવો પાછો હયાં આવીને આય તમારૂં બારણું ઠોકી તમારે માટે પુછી ગીયો, ને મુવો તો પછી પાછો આવવા કહી ગયોચ !

**દીન્યારજી**—શાપુર દીકરી, પેલી તેં રસ્તામાં વાત કીધી તે કે ?

**શાપુર**—હા, તેનેથીજ એ લોકો બીધાં, તે મારે માટે પુછી ગીયો, ત્યારે તો એ કોઇ મારો દુરનો ઓળખીતો મદદને માટે આયો હોસે.

**દીન્યારજી**—જરૂર, જરૂર, એવાં ગરીબ ગુરબાંઓને મદદ કરતો રહેજે. છોકરીઓ ચાલો હવે રાત થવા આવી. પુતલી તું તો હજુ બચ્ચાં જેવીજ બીકણ રહી ગઇ, ધાર કે શાપુર દીકરી હયાં

નહિ હોતે તો તું શું બીકની મારી કુવો તળાવ પુરી દેતે કે ? એ તો એ બીચારો આપરાં ઘેર વેરે આયો, ને હું બી તરતનોજ ફરી આવીને હજુતો કપડાં કહાડું છ તેટલાંજ એ આવી લાગો, જેથી ચાય મકું હુંબી સાથે આંઉ. વારૂં ચાલો, શાપુર દીકરી 'ગુડ-નાઇટ'. દીકરા, હવે તું તારી આવી એકલી અતુલી જીંદગી મુકી દે ને વાંચવાનુંબી કમ કર ને હમારે ત્યાંજ આવીને રહે.

**શાપુર**—તમારો ઘણો ઉપકાર થયો, દીન્યારજી શેઠ, પણ દિલગીર છું કે હું મારો અભ્યાસ કમી કરી શકતો નથી. આ તકલીફી જીંદગીની એકે એક પળો નવા નવા અભ્યાસ તેમજ શોધખોળ પાછળ રોકી રાખવી જોઇએ અને પાણીના રેલ મીસાલ વહી જતા વખતનો બારીક માં બારીક ઉપયોગ કરવો જોઇએ.

**દીન્યારજી**—(બાજુએ) આહા! કેવો બાહોસ! વોટ ફીલોસોફી! જમશ તે એ! (શાપુરને) પણ તમે સાંજ સાંજના તો રોજીંદા આવતા રહો ?

**પુતલી**—જરૂર, જરૂર, આવ્યા કરજો.

**શાપુર**—હું બનતી કોશેસે આવ્યા કરસ સાહેબજી.

(દીનયારજી, પુતલી, જર ને બાઇ જાયછે. ગાડી હંકરાઇ જવાનો અવાજ સંભળાયછે શાપુર તેઓ પાછળ એકી ટગરે જોતો વીચારમાં થોડોવાર ઉભો રહી મોહબતનું ગાયન ગાયછે.)

## ગાયન ૭ મું.

કીસ કાતીલને તુમકો મારા કીસ ખંજરસે દીલ હયે પારા (રાહા).

૨—મોહેની જાલ એવી છે ન્યારી, રાખે જો કોઇ ધીરજ સારી.
પણ નહિ જો મળે દિલદારી, મારે તો તે જખમ કારી—૨.
એવી ઠગારી, પાડે આજારી, જળાવી મારનારી—૨.
ઓ ભાઇ ના આશનાઇ કર, ખુદા ખાતર પાછો ફર, એ છે ઘણી
ખારી—મોહેની.

શાપુર – (અફસોસ ભરયા અવાજે) ઓ, આકાશી બાપ, ઓ ભેદી શક્તિઓ, આએ તમારાં કામોનો ભેદ શું છે? ઓ પાણી, પવન, ભુમી, અને આતશ તમને કોણે અને શામાંથી પેદા કરેલાં છે? ઓ ઝાડો અને ખેતરો, ઓ ખડકો અને પહાડો! ઓ જંગલો અને રણો, ઓ પશુઓ અને પક્ષીઓ અને છેવટ ઓ માનવીઓ, તમને કેણે પેદા કીધાં છે? શા માટે આ અધર્મી ધરતીપર મોકલ્યાં છે? અફસોસ કોઇ એનો ભેદ સમજાવી શકતું નથી. મેં તમામ દુનિયાને તેના સિહા કાળાશમાં દીઠું, એકે એક માનવીને અધર્મી ને ગુન્હેગાર જોયો ને છેવટ હું પણ તેવોજ થયો, પણ, અહા, ઓ કંગાળ દાચાં તું શું હજુ બાર વરસે બી મને રહાત આપવાનું નથી (દાચાંપર મુકી મારી) અહા! હું ગુન્હેગારે, હું ગુન્હેગાર! અહ! કંગાલ હોઠો બાર વરસમાં કેટલીવાર તમોએ આ બોલ બોલ્યો હશે? (હોઠ પર મુકી મારી) ઓ, દગાખોર જીભલી તેં મારી જરાબી દયા ખાધી નથી, મારી માશુકની હયાતીમાંથી તું પોતાનું ભાન ભુલી જઈ તરહેવાર ભયંકર બોલી દેછ, અને, અને પછી તે બીચારી ફરેસ્તાઇ ખાસલતની છોકરીનુ કેવું જીગર ચાક થાયછ! ઓ! બાર વરસ, પણ બધું જેનું તેજ, તેજ તેજ અને તેજ. કશામાં જરાબી ફરક પડેલો દીસતો નથી, અને પેલા ભયંકર બનાવના સ્વપનામાંથી કંઇજ ફરક થયો નથી, જાણે કાલેજ તે બનાવ બન્યો હોયની! (કપાલે મુકી મારી) અરે પણ ઓ! પાછું તે મને યાદ આવ્યું, ઓ ધુતારા ધનજી, તારીજ શીખવણીથી ફુસલાઇ તે મેં કીધુ! ઓ લોહી! લોહી! મારા હાથપર લોહી, મારા આખે દીસે મને લાલ રંગજ દેખાયછ! ઓ હું મેત થઇ જાઉછ! ઓ ખુદા મને બચાવ, બચાવ!

(આજપળે ધનજી આવી તેની સામે ઉભો રહેછે, શાપુર તેને દગઇને તેની સામે એકી ટગરે જોયછે, તે અતી હાંફતો માલમ પડેછે, ધીમે ધીમે પડદો પડેછે.)

તેહ્લો.

# અંક પહેલો. પ્રવેશ ૪ થો.

(ખાનસાહેબ દીનયારજીના બંગલા આગળનો બગીચો. તીસમાર લેહેરે લેહેરે ગીત ગાતો આવેછે.)

### ગાયન ૮ મું.

જીયા કાહે આહે દુઃખ, સહેનારે (રાહ.)

દુનિયા હયે બેવફાઈ,
છોરકે બાતેલ, કરલો ભલાઇ.
હોરમતભી લો સેઆદતભી લો,
રખકે હાસદ હેદાયતભી લો.
સાલેહ જીંદગીમેં એનતેકામ,
બીકદરે અગર્ઝ બદનામ.

**તીસમાર**—અગર મુજે બીલાયતકી પારલામેંન્ટમે પુછે જાય, કે દુનિયામે સખાવતમે બહાદુર કોમ કોણ ? તો મયે, પારસી લોકકુ દીખાદું. આહા ! કયા એ લોકકા સીના સાફ ઓર નરમ હયે ! કોઈભી જા કે અપણા તંગદસ્ત હાલ એ લોક આગે સુના દે, તો એ લોક ઉસીકુ મદદ કે લીયે કભી નહિ કી સુખન નહિ નીકાલે. સખાવતમેં બહાદુર સર જમશેદજી ઓર સર દીનશાજી પીટીટ દેખો ! બસ ગરીબોકુ મદદ કરનેમે કભી ઉનોને અપના હાથ ન ખાંચા ઓર જીસ જગે પૈસેકી હાજત માલુમ હુઇ ઉસ તરફ બરસાત માફક પૈસે ઉડાએ. આહા ! પારસી ! પારસી ! કંઇ જમાના હોગયે ઇરાનસે ભાગતે ભાગતે ઇસ મુલ્કમે મુકામ કીયા ઓર અપને સાહાસ કરમ, દાનાઇ, ઓર સખાવતસે બહોત જલદી મશહુર હોગયે. સચ હય, એક આદમી ચાહેસો બીખારી ઓર કમીના હો, મગર ઓ અપને સાફ દીલ ઓર હીમ્મતસે ઇસ દુનિયામે પાર હોજાતે હયે. અહા, કવી હાફેઝ તુંને સચ કહા હયે.

### ગાયન ૯ મું

કહે રહા હયે આસમા એ સબ સમા કુચ્છભી નહિ (રાહ)

સખાવતી ઇનસાંનપે હયે સાહયે મેલાયકેહ,
સાહેગજર બખીલ પે હયે ચદરે એબલીસી,

મોશરફમે ઉનોને કયા નીકાલે ફ્વાયદેહ,
ઉનકે દિદારોમે હુયે ખબીસ.
ગરીબોંકા માલ ખાકે વ્હો જરદાર હુવે,
રસ્તાખોજકી ન હુય ઉન્હોકુ તશવીશ.

(ગાયન પુરૂં થતાં ફીરોઝ દાખલ થાયછે.)

**ફીરોઝ**—અલો તીસ્માર કાંઇ ખુબ તોરમાજ છે ?

**તીસ્માર**—(સલામ કરી) જી શેઠ, બંદો તમારા પારસી લોકની સખાવત ને યાદ કરી કાંઇ આફ્રીનના બે બોલ લલકારેછે. પણ વારૂં શેઠ ફીરોઝજી આજ કેટલોક વખત થયો તમે એમ ઉદાસ જેવા કેમ દેખાઓછ? હું એ બધું સમજુંછ!

**ફીરોઝ**—શું સમજેછ ?

**તીસ્માર**—શું વરી, તમારો પ્યાર.

**ફીરોઝ**—પ્યાર ? કોણ પર !

**તીસ્માર**—વરી કોણપર, પુતલીપર !

**ફીરોઝ**—અહા.

**તીસ્માર**—(બાજુએ) અહા.

**ફીરોઝ**—વારૂં, પણ, તેં એ કેમ જાણ્યું ?

**તીસ્માર**—અરે શેઠ, જેમ કસ્તુરીને ગમે તેટલી છુપાવ્યાથી તે છુપી રહી શકતી નથી, યાને તેના વાસથીજ તે પરખાઇ આવેછે, તેમજ મ્હોબતને ગમે એટલી છુપાવ્યાથી છુપી રહેતી નથી, યાને આંખ પરથી પ્યાર પકડાઇ આવે છે.

**ફીરોઝ**—ત્યારે તો તું ફીલસુફીબી જાણેછ ખરી.

**તીસ્માર**—હા, એમ છે ખરૂં. પણ, શેઠ એ પોરીઓ, પર વિશ્વાસ ન રાખવો હં ! એમ તો હુંબી એક કામાટન સાથે પ્યારમાં પડેલો, પણ હાય !

**ફીરોઝ**—કેમ શું થયું તે બેવફા થઇ કે ?

**તીસ્માર**—અરે, તો તો ધુર નાખી, પણ (અચકાઇને) રાંડે મને માર માર્યો.

**ફીરોઝ**—ઓહો, બૈરીને હાથનો માર ખાધો !

તીરમાર—શેઠ આય કલજુગનો જમાનો છે ! જોરૂઓકી હાથકી જુતિયાં ખાના ઓર મુછોપર તાવ ચહડાના !

ફીરોઝ—વેલ, વેલ,

તીરમાર—પણ શેઠ. બીજું બી હું ખાત્રીથી કહું છ કે આ પુતળી સાથે તમે કદી પરણી શકશો નહિ.

ફીરોઝ—કેમ ?

તીરમાર—હું ખાત્રીથી કહું છ કે તેણી પેલા કેહેવાતા ફીલસુફ શાપુર મોતાફરામ સાથે પ્યારમાં પડેલી છે.

ફીરોઝ—હા, મેં બી એમજ ધારયું તું.

તીરમાર—પણ એ શાપુર મને કોઇ બરો ધોંગી ને પંચી માલમ પડેછે. એ હમેશાં એકાંત નો એકાંતજ રહેછ, ને કેટલીક વખતે તો કાંઇ ભેદ ભરેલી રીતે બડબડતાં મેં એને સાંભળ્યોછ. વરી, થોડાજ દીવસની વાતપર હીરા તાડીવાલાના પીઠાંમાં એક ભામના જેવો પારસી આયો તો, જેઓ એનું નામ સાંભલીને ચોંકયો હતો.

ફીરોઝ—હું બી, એને કોઇ જબરો ઉઠાઉગીરજ સમજું છું. એ આજે બાર વરસ થયાં હયાં આવી એની પેલી એકાંત બંગલીમાં પડેલો કહેવાય છે. હું મારા કાકા દીન્યારજીને એના વિષે વારંવાર ચેતાઉંછ, પણ એવણના ધ્યાનમાં કાંઈબી ઉતરતું નથી. પણ જો એ વાત રહેવા દે, હું હમણાં મુસફરીએ જવાનો વિચાર કરૂંછ. તુંને તો માલમજ હશે કે મારા બાવા મને બાર વરસનો મારા કાકાને આશરે સોંપી કેથે જતા રહયા હતા, જેવણનો આજ વેર કશો પતો મળ્યો નથી. આજે મારી ચોવીસ વરસની ઉમર થઇ અને તેવણના ગયાને આજે બાર વરસ વહી ગયાં પણ તેવણ તરફથી કંઇબી સમાચાર મેં કે મારા કાકાએ આજ વેર સાંભળ્યા નથી, માટે મારો તેવણની શોધમાં જવાનો વિચાર છે. મને મારી સાથે કોઇ મદદગાર જોઇએછ માટે જો તારી ખુશી હોય તો—

**તીરમાર**—તમારો સેવક તૈયાર છે, સાહેબ, એમાં પુછવાનું શું, અરે શેઠ, આ વસઇ ગામના એકે એક લોક ખાનસાહેબ દીન્યારજીના કુટુંબ વાસ્તે પોતાનો જાન આપવાને તૈયાર છે, એટલાં તેઓ તેમના ઉપકારમાં છે. ત્યારે તમો કહો ત્યારે આવવાને હું તૈયાર છું.

**ફીરોઝ**—ઠીક ત્યારે હું તે તુંને જણાવશ.

**તીરમાર**—જરૂર, જરૂર, જણાવજો સાહેબજી.

(તીરમાર જાયછે, ફીરોઝ અફસોસ કરેછે)

**ફીરોઝ**—હાય, પુતલાં, પુતલાં.

## ગાયન ૧૦ મું

તાજુબ ઠોકોરોંસે કયું સરે ફગફુર હોતા હએ. (રાહ)

આહાત, એવી બલાગાત, કરે એક લેહેજામા તાટ
નથી એમાં કાંઈ વફાત, રમાડી મારે લાટ.
એ વાત છાની કડી નવ રહે લોક જાત,
છુપે પ્રખ્યાત થય ઇજતની કરે બારેવાટ.
દેખાય ચમકાટ, મગર માંહે જીની છાંટ,
મલકાટ દેખાડી નાંખે ચટોપાટ, સુવાડે ખાટ.

(ગાયન પુરૂં થતાં પુતલી હાથમાં ગુંડવાનું લઇ શાપુર સાથે દાખલ થાયછે. પુતલાં ગાતી ગાતી આવેછે. ફીરોઝ એક બાજુએ છુપાયછે)

## ગાયન ૧૧ મું.

બીપતા ચીંતા હરના જીકી સારી (રાહ)

૨–રોશન તારા છે, આ જગતના એવો છે આ, પ્યારનો બહાર–રોશન
તીર છુપો કારી મારે, સીનો એક લેહેજામા ફારે, એવો છે પ્રહાર
બેચેની લગાડે, આગ તે સળગાડે, એક પળકારામા બીગાડે.
ઉગારી જળાવે, બીગારો હસાવે, લગારી તવલાવે —(રોશન)

**શાપુર**—(ગાયન પૂરૂં થતાં) અહા, શું સરસ રાગ છે, દીયર, ખરેખર તારૂં ગળું એક બુલબુલ કરતાંબી ઘણું મધુર છે.

**પુતલી**—હવે ઠઠ્ઠા ના કરોની, મુવું મરૂંભી એવું સુરીયાનું પડ્યું તે વરી જરાજરામા તમે તો બસ મને કોયલ ને બુલબુલનોજ એલકાબ આપો છો.

**શાપુર**—નહિ દીલબર ખરૂં કેહુંછ, તું ગાયછ ત્યારે હું એક પળ મારૂં તમામ ભાન ભુલી જાઉંછ ને ગોયા મને મીઠી નીંદ આવી જતી હોય એમ લાગેછ, હાઆ !

(શીરોઝ ગુસ્સામાં હાંફેછે)

**પુતલી**—કાંય તમે એમ ઉદાસ કાંય થઈ ગયા ?

**શાપુર**—નહિ દીલબર કંઈ નહિ.

**પુતલી**—નહિ શાપુર, તમે કેટલીક વખતે વાત વાતમાં એવા તો અચીતા ઉદાસ થઇ જઇ કંઇ ફાતું ફાતું બોલોછ કે જેથી દીલમા અજાયેબી અને દેહેસ્ત લાગેછ. મને કેહેવો વહાલા તમને શું ગમ છે ?

**શાપુર**—આ ધરતીપર એવો એકબી ઇનસાન નહિ હશે કે જેને કોઇબી કીસમનો એકબી ગમ નહિ હોય. વહાલી, મારા પાછલા દીવસોમા મેં કંઇક હાદમારી મુસીબત અને સંકતો વેઠેલાં છે, મને મારાં પોતાના સ્નેહીઓથી તરહેવાર દગા થયા છે. મેં ઘણું ખમ્યું છે. મારૂં આ દુન્યામાં હવે કોઇ રહયું નથી, એવો ખ્યાલ દિલગીરીના ખંખાર સાથે જ્યારે હું વારંવાર પોકારતો હતો, ત્યારે અરે ત્યારેજ તું મને મલી અને તેં મને એક તડાકે ચહાયો, કે જે સુખની ઘડી હું જીંદગીના છેડા તુલીક ભુલીશ નહિ. પણ પ્યારી પુતલી, હજીબી તું તારા આ પ્યારથી બાઝ આવ. તું મારા જેવા એક ગરીબ, એક મારગી અને બીન પાઇના ખાવીંદને લઇ શું કરશે.

(પુતલી તેને ગળે લાગી)

**પુતલી**—હરગીજ નહિ વહાલા, મારાં આપેલાં પવીત્ર વચનમાં હું હરગીઝ ભંગાંણ પડવા દેનાર નથી. ઓ શાપુર, તમે એમ બોલી મને કેવી નાઉમેદ કરોછ, તમુને જરાબી દયા નથી.

**શીરોઝ**—(બાજુએ) હાય, હાય.

**શાપુર**—હું શું કરૂં, તુંજ શિવાય આય દુનિયામાં હવે મારૂં કાઇ નથી. મારી અંતની ઘડીએ તે બારે હકતાલાએ તુંને મારી પાસે મોકલી, તેં મને ચાહાયો અને હું મારૂં તમામ દુઃખ ભુલી ગયો, કે જે બનાવ મારે માટે ઘણો અસાધારણ લેખાવો જોઇએ. મારીપર વીતેલા ગજબ પછી, મેં ગુજારેલી જીંદગી પછી, મેં કીધેલાં કામ પછી, મારી સુખની ઘડી આટલી જલદી આવે, તે મારે માટે ઘણું ઘણુંજ સુણી લેખાય. ઓ તે કામ તે કામ, અહા, (મોઢાંપર મુકી મારી મોઢું બંધ કરેછે.)

**પુતલી**—કીયું કામ ? તમે શું બોલોછ, વહાલા !

**શાપુર**—કંઇ નહિ, વહાલી એતો અમથો ખખારો હતો, વારૂં પણ વહાલી પુતલી, આપણા લગનનો દિવસ તારા બાવા હવે જલદી નકકી કરે તો ઠીક.

**પુતલી**—હા તેવણુનોબી એવોજ વિચાર છે.

**શાપુર**—એમ કે ! ઠીક છે, ત્યારે તો એ વાત હું એવણુ આગળ પાછી છેડશ, ચાલ દીયર હવે હું જાઉંછ, મને ઘણું કામ છે.

**પુતલી**—વરી શું કામ! આખો દીવસ વાંચવાનું તેજ તો, જો શાપુર હવે જરા વાંચવા લખવાનું કમી કરો ને હમારે ત્યાંજ આવ્યા કરો, ચાલો હમણા જરા જમીનેજ જજો.

**શાપુર**—નહિ દીયર મને માફ કર. હું બીજી વખતે આવશ. હમણા જરા હું થોડો વખત જઇ આઉંછ. હું જરા વારમાંજ પાછો આવસ.

(શાપુર પુતલીનો હાથ ચુમે છે)

**શીરોઝ**—(બાજુએ) બાપરે એ, જાણે એના બાપનો માલ.

(શાપુર જાયછે પુતલી તેની પાછળ જોઇ તેની વખાણમાં ગાયછે)

## ગાયન ૧૨ મું.

છાંડો છાંડોજી મોરી કલૈયાં દુઃખાવ નહિ બહીયાં, પડું મય પૈયાં પૈયાં (રાહ)

પ્યારો, પ્યારો છે, કેવો ન્યારો, એ મારો છે વ્હાલો,
ઓ ખુદા જલદી ગલે લગારો—પ્યારો
યા પરવરદીગાર, દેખાર જલદી દિદાર, ઓ તુંજ છે
બક્ષનાર, તારા પરથી છું હું નીસાર, હું છું ભજનાર—પ્યારો
તુંજ છે કુલ જગત કરતા, દેવો મુવા કાંય
નથી મરતા, તુજ છે બસ સજનાર
તારાથીજ જર છે, તારાથીજ સર છે,
તારાથીજ, તારાથીજ કુલ આલમ તારાથીજ
વ્યાપાઇ દુનિયા,—પ્યારો

(ગાયન પુરૂં થતાં ફીરોઝ દેખાવ દેછે જેને જોઇ
પુતલી મ્હોડું મરડેછે)

**ફીરોઝ**—સાહેબજી, બાઇ સાહેબ, કેમ હમણા કોણની યાદમાં ગીત ગાઓછ ?

**પુતલી**—કોણની યાદમાં ! એટલે ! મારા ખોદાતાલાની !

**ફીરોઝ**—નહિ શાપુરજીની.

**પુતલી**—તમે ઘણાજ બે અદબ છેઓ

**ફીરોઝ**—નહિ, નહિ, પુતલી મને એમ છેકજ એટલો બધો હીન ના, (તેણીનો હાથ પકડી) જો મારી સામે જો, અફસોસ, તારા વ્હાલા બાપના ભાઇનો હું એક પુરો દીકરો, તારા બાપનો લાડકવાયો, અરે, અરે, તારાં પાસાંમાં નાનપણથી ઉધરેલો અને બચપણથી તારી મોહીનીમાં ફસેલા એક જણને એમ છેકજ આવી કરૂરતાથી કચદી ના નાખ. પુતલી, પુતલી મને બચાવ, હું તારોજ છું. (તેણીની આગળ ગુઠણીયે પડેછે)

**પુતલી**—જ્યારે તમે મ્હોબતનું દુઃખ એટલું સારીરીતે જાણોછ, ત્યારે તમારી સાથે મ્હોબતમાં પડેલાં એક જણનું દીલ તોડી નાખતાં તમને લાજ નહિ લાગી ?

**ફીરોઝ**—(ખુશાલીથી) કોણનું તારૂં ? અહા ત્યારે તો તું મને ચાહેછ?

**પુતલી**—નહિ મારી બેહેન જર વિષે હું બોલુંછ તે તમારા પ્યારમાં દીવાની બની ગઇછ, પણ તેણીને તો તમે ગનકારતાજ નથી અને મારીજ પુઠે ભમ્યા કરોછ. શું આય ગમ તેણી માટે થોડો છે?.

**ફીરોઝ**—પણ મેં તેણીને મારૂં દીલ આપ્યુંજ નથી ?

**પુતલી**—તેમજ મેં તમને નથી આપ્યું ?

**ફીરોઝ**—જો પુતલી હજુબી કંઇ સમજ તું એ શાપુરપર દીવાની બનીછ ખરી, પણ મને તો એ કોઇ જબરો ઉઠાઉગીર માલમ પડેછ.

**પુતલી**—ખબરદાર જો તમોએ એવી બેઅદબી ફરીથી કીધીછ તો ! ચાલો તમારી સાથે મારે વાતજ નથી કરવી.

(પુતલી ગુસ્સાથી ચાલી જાયછે. ફીરોઝ તેણીને રોકવા જાયછે. બીજી બાજુએથી જર દાખલ થાયછે)

(ફીરોઝ જરને જોઇ ચોંકેછે અને મોઢું ફેરવી નાખેછે, જર માયાથી નજદીક આવેછે)

**જર**—કેમ ફીરોઝબા હજુ તમે મારી બેહેનનો પીછો છોડતા નથી કે, અફસોસ જેનું દીલ તમારી તરફ નહિ તેને માટે આટલો ગમ કરવો એ તે કેવી મુરખાઈ?

**ફીરોઝ**—હાજી, એમ છે તો ખરૂં પણ હવે તમે શું કહેવા માંગોછ, વરી પેલું આગલનુંજ પ્યારનું પીજન છે કે ?

**જર**—તમે એમ એટલા ગુસ્સાથી મારી સાથે કાંય વાત કરોછ? (તેની આગલ ગુઠણીએ પડી) ફીરોઝ, ફીરોઝ, તમે હજીબી મારો પ્યાર કબુલ નહિ કરી શકો ?

**ફીરોઝ**—જી નહિ માફ કરો, મેં તમને મારો પ્યાર આપ્યોજ નથી, તેનો જીતનાર તો હમણાજ હયાંથી ચાલી ગયો તેજ છે, અને તેજ રહેશે. અહા, તે છોકરીબી મને ચાહાતીતી પણ

પેલા બેહેલી ભગત શાપુર હયાં મગરી મુવો ને મને દુઃખી કીધો. બસ હું એ દુકતાને બરાબર એનો સ્વાદ ચખાડશ.

(ગુસ્સામા ચાલી જાયછે, જર તેની પાછળ અફસોસ કરી ગીત ગાયછે)

## ગાયન ૧૩ મું.

કર મઓર ગર હએ દાના પડેતા ન પચતાના (રાહ)

જગમાં વ્યપાઇ છે બેવફાઇ, જાણી મિત્રોબી કરેછે ઠગાઇ.
પ્યારી છે સૌને બદકારી, નથી કોઇમાં વફાદારી,
બદીનીજ છે દિલદારી
હાં, મકકારીની છે બધે અઇયારી, જફાકારીની દુનિયાદારી
હાં, એવી છે જગતની ગારો, ચાલે છે તે બસ બદીથીજ સારી.

(ગાયન પુરૂં થતાં મોટો અવાજ સંભળાયછે. પુતલી હાંફલી ફાંફલી ચીચયારી પાડતી ધસી આવેછે. જેની પુઠે પોશાગીર ધનજો આવેછે. દીન્યારજી, ફીરોઝ, જમશેદ, ફરામરોઝ, આઇમાય, બાઇમાય, કયેતાંન ગભરાટમાં દોડી આવેછે. એટલામાં શાપુર ત્યાં આવી લાગેછે જે ધનજાને જોઇ બેશુદ્ધ થાયછે. પુતલી ફસડાઇ પડેછે. બધાં અજાયેબીમાં દંગ થઇ જાયછે. ડ્રોપ પડેછે)

## તાબલો.

## અંક પહેલો સમાસ.



# અંક બીજો પ્રવેશ પહેલો.

## ખાનસાહેબ દીન્યારજીના મકાનનો ઓરડો.

(જમશેદ આઇ આગળ ગુંઠણીયે પડેલો દીસે છે, તેની આગળ આઇ શરમઇને ઉભેલી છે. જમશેદ જુસ્સાથી રમુજી ગાયન ગાય છે.)

### ગાયન ૧૪ મું.

રાહ (એ તોરી નજરીયંન પે જાન આજ વારીયાં.)

તું છે મારાં બગલાં, તારાં નાજુક કેવાં દગલાં
તારાં નાના નાના ફુગલાં, એવાં તારાં છે પગલાં
એ ચુમું હું બધાં સઘળાં, પાડું હું તેમાં ઢગલાં.
શેર—તારૂં માથાબાતું કેવું છે સફેદ કબુતર જેવું,
જાણે હોય બાલો પર માળો બાંધ્યો હોય તેવું.

જમશેદ—(ગાયન ખલાસ થતાં) ઓ હીમાલય પર્વત પરના બુલબુલી બુલબુલ ! તે બારે હકતાલાના પેદા કીધેલાં નાજુક બદનના ગીની ફાઉલ! કાગડાની પાંખ જેવા ચેહેરાના, ને હાંસના પીછ જેવા બાલનાં, ઓ ગુલબદન પંખેરાં! હું તારો પ્યારો માંશુક દિલજાનથી તુને ચાહવા ઓરતવાર છે, માટે બોલ તું મારી આશક થશે કે! વીલ યુ બી માઇ બેરી !

આઇ—યસ કમ, કીસ મી.

જમશેદ—(ઉભો થઇ) યસ, આઇ એમ રેડી, ફરસ્ત યુ ટેક (ગાલ આપેછે.)

આઇ—(ગાલ આપી) નો યુ ટેક ફરસ્ટ.

જમશેદ—ઓલ રાઇત.

(બેઉ કીટી કરેછે. તેટલાં બીજી બાજુએથી કચતાંન આવી લાગેછે. બેઉ ચોંકે છે.)

કચતાંન—(તેઓને દેખીને ચમકી જમશેદને) અછે, એઇરે પારસી ! તુમ અમારા બાઇકી મોશકરી કરતા હયે રે ! અછે, એ કયારે !

ઉસ્કુ (ચાલા કરી) અયેસા દબાયા કયું રે? વો મોર જાયગા, વો સીક હય, ઇતના દબાયા કયું રે? ચ્છે, આપુન સબ શેઠકુ બોલ દેતારે! વો શેઠ, શેઠ! એ કોઇ પારસી બાઇકુ દબાતા!

**જમશેદ**—(ગભરાટથી) બાપરે, મુવા છુટા! (તેને) અરે એ કારી ચાવલ! મુગા રહો, એ લેવો ઇનામ, કુછ બોલો મત.

(તેને રૂપિયો આપેછે, તે ખુશી થાયછે. દીન્યારજી ગભરાટથી આવી લાગેછે.)

**કયતાંન**—(તેની આગળ જઇ) વો શેઠ! એ દેખો! એ તુમારા દોસ્તને બાઇકુ અયેસા કુછ દબાયા!. (તેને કોટી કરેછે.)

**દીન્યારજી**–(તેને ઝટકાવી કહાડી) જાવ! એતો દો હસબાન ઓર વાઇફ હયે!

**કયતાંન**—ચ્છે, તો ઇસ્મે કયારે! ઇતના દબાયગા (ચાલા કરી) તો ગધાબી મરજાયગા!

**દીન્યારજી**–(ગુસ્સાથી) જાવ તુમ તુમારા કામ કરો નીકલો!

**કયતાંન**—તો ફીર હમકુ કયારે, ઇતના દબાયગા તો વો મોર જાયગા! બાપરે ઇતના દબાયા (ચાલા કરેછે).

(જાયછે)

**દીન્યારજી**—હું ખુશી છું કે તમો આટલાં જલદી પલોટાઇ ગીયાં. જા દીકરા જમશેદ જમવાનો વખત થયો કસ્તી બસ્તી કરતો થા.

(જમશેદ જાયછે)

**દીન્યારજી**—(બાજુએ) હવે પેલો માતારો ધુતારો! કોણુ જો? હા, પેતારા, ચીતારો હયાં આવી ગીયો તો તેને વરે એવણને પુછી જોઇએ! જોઇએ એવણ બી કંઇ ઉંડાં પાણીમાં ફરેછ બઃછ કે! નહિતો આય જમશેદને ખબર બબર પડશે તો ફ્રાંસમાં જેમ ડયુએલ રમાએછ તેવું કંઇ હયાં થઇ બઇ પડશે. (આઇને) કેમ દીકરી તબિયત આજે કેમ લાગે છ?

આઇ—મુંવું જરા નહિ ગમતું. બસ તમે તો આખો દહાડો મને અગાશીપરજ બેશી રહેવા કેહેવોછ! મુંવું સોહવાય તે કેમ? પુતલી, જર, ને બાઇમાય તો, શોરાબશાને બંગલે પડયાં પાંથરયાં પડી રેહેછ, ત્યારે મુંવું એકલું જુરવાનુંજ તો!

દીન્યારજી—પણ તેરે મારી બાપુલી હું શું કરૂં? તુંને હિસ્તીરિયો એલોપ્સીયાનું દરદ લાગું પડયું, ને દાકટરે એમ ફરમાવ્યું. દાકતર કેહેછ કે એને પણનાવશો તો બધું દરદ દુર થઇ જશે, તેરે હવે તેજ વિચારમાં છેઉની મારી દીકરી! વારૂં પણ અગાશીપરથી કાંઇ જોવા જાવાનું મળતુંજ નહિ?

આઇ—હા, મુંવાં ખેતરોમાં કામ કરતાં ગાય ઢોરો તેજ તો.

દીન્યારજી—(હલવેથી) કાંઇ જવાન રંગારીઓ?

આઇ—રંગારીઓ? કોણ પેલા આપરા ખટારા રંગેછ તે કે?

દીન્યારજી—નહિરે, હું તો પારસી રંગારી માટે બોલુંછ. ગામમાં વાત એવી ઉડી રહીછ, કે મુંબઇમાં હમણા જે પેલું જોવાનું વેકશીનેશન! અરે ઇનોકયુલેશન મકું પેલું શું જો?

આઇ—એકઝીબીશન.

દીન્યારજી—હા, તે હમણા ભરાવાનું છે જેને માટે મુંબઇના કેટલાક પારસી જવાન રંગારીઓ હયાં આવી આપણા વાડામાંના ઢુકરોના પીકચરો પાડી જાય છ. કેહે જે ગવરનરને ઢુકકર ખાવાનો ઘણો શોખ છે, જેથી એવું જાહેર કીધુંછ કે, જે કોઇ ઘણા સરસ ફરએ ઢુકકરનું પીકચર પાડશે તેને રૂપિયા પાનસોનું ઇનામ મળશે. હવે એ ઢુકતાઓ માટે લોકો એમ કહેછ કે તેઓ સારાં આબરૂદાર કુટુંબોની સાંમેજ ઘેર ભાડે લઇને રેહેછ ને પછી તે કુટુંબની કોઇ છોકરીઓ અગાશીપર કે બારીએથી દેખાયછ તો તેને આય એમ જોની, (એક હાથ છાતીએ મુંકી દચકું ખાઇ ચાલા કરેછે) આવી રીતે એમ ઇશારત કરેછ, કંઇ એવું તારા જોવામાં આયુંછ, દીકરા?

આઇ—'નહીરે પપા! એમ જો કોઇ મુવો કરે તો હું તો તેને ડોળા કકડાવીને મુક્કીજ દેખાડું!

દીન્યારજી—શાબાશ, બેશક એમજ દમ રાખવો જોઇએ, કોઇ આપણી મશકરી કરે તેરે આપરે તેની બેવરી કરવી જોઇએ, ત્યારેજ તે ઠેકાણે આવે. પેલી કેટલીક બેંગઇ પેંગઇ છોકરીઓ આવેછ કે જેવો કોઇ જરાક જોય કે શરમઇને બકરાંની કાણી બીહી ધ્રુજી પરે. શાબાશ દીકરા, હું તારી હીમ્મતથી ખુશ છું. (બાજુએ) પેલો ચીતારો કેથો મને અમથોજ દમ ભરાવા આવી ગયેલો લાગેછ. અરે એમ તે કંઇ હયાં બીહ જાયછ કે! યુ મસ્ત બી સેર અપોન સવા સેર!

(અંદરથી અવાજ સંભળાય છે. ફરામરોઝ જમશેદનો ટેકો લઇ દાખલ થાય છે)

જમશેદ—અરે દીન્યારજીબા! આય મારા કાકાના પગમાંનુ એક લાસ્તીકનું બુત નીકળતું નથી. કેથું બુટ નવું છે, ને પગમાં આંટણુ પડયુ છ!

(ફરામરોઝ કાંસીને સોફાપર બેસેછ)

દીન્યારજી—ઉભા રેહો જોઉં!

(તેની આગલ જાયછે ને બુટ જોરથી ખેંચેછે, ફરામરોઝ ચીચવાયે છે બેઉ જોરથી બુત ખેંચેછે પણ નીકળતું નથી.)

દીન્યારજી—અરે એતો જોરના હાથે બરાબર ખેંચીને કહાડવું જોઇએ. ઉભા રેહો હું નોકરને બોલાઉં (બોલાવેછે) કયેતાંન! કયેતાન!

કયેતાંન—(અંદરથી) યસ મેમસાબ!

(આવેછે)

દીન્યારજી—(તેને) આય જો હયાં આય શેઠનું બુટ જરા જો નીકળતું નથી.

કયતાંન—(ગુસ્સાથી) છે, અમ કુછ મોચી હયેરે! એક પગારમે દો કામ કએસા કરેગારે!

દીન્યારજી—અરે હયાં આવ, હયાં આવ, ઇસકા બુત નીકળતા નહિ હયે વો જરા નીકાનો.

(તેની આગલ જાય છે)

**કયેતાંન**—(તેનો પગ તપાસી) અછે, એ સારા દીવસ પાંઉંમે રખા, તો ચીતક ગયા, અભી એ કભી નહિ નીકલેગા. અભી પાંઉં કાટના ચાહીએ રે ! બેરો મય ભુગ લાતા.

**દીન્યારજી**—અરે એ દીવાના બુત નીકાલતા ઉસમે પાંઉ કાતના ? ગધા હવે !

**કયતાંન**—તો ફીર બુટ કએસા નીકલેગા રે ! પેહલા પાંઉ કાટો પીછે મોચી બુટ નીકાલ દેગા. ગોસ કાટનેકા કામ હમેરા હએ, બુટ નીકાલનેકા કામ મોચીકા હય.

(બધાં હસેછે)

અચ્છા મય દુસરા યુક્તિસે નીકાલતા. એ બુતમે તેલ દાલના ચાહીએ.

(અંદર જઇ કોપરેલ તેલની બાટલી લાવે છે, તેમાંથી કોપરેલ બુતમાં નાખે છે)

**દીન્યારજી**—અરે, એ ઉલ્લુ ! આખી બાટલી કોપરેલ બુતમાં નાખ્યું કે ?

**કયતાંન**—તો પાછે ઇસકુ નોરોમ કરના ચાહીએં, હમ રીજમીટમેં સાબકા બરા બુત નીકાલતાતા, ઉસમે તો મસકા દાલનાતા.

(ખુબ જોરથી બુટ ખેંચેછે, પણ નીકલતું નથી. ફરામરોઝ બુમ પાડેછે, એકાએક બુટ નીકલી આવેછે, જેના આચકાથી કયેતાંન ઉઠલાઇ જાય છે, બધાં હસેછે)

**કયતાંન** - (ધીમેથી ઉઠતાં) અરરર ! સબ કમ્મર કોકોનટકી માફક તુટ ગયા. (બુટને લાટ મારે છે) ચેરે ! એ કયા બુટરે ! ઇસકુ ફેંક દો રે !

(બુટ ઉંચકી બારીએથી ફેંકી દે છે બધાં ચોંકેછે ફરામરોઝ બુમ પાડેછે.)

**દીન્યારજી**—કેમરે દીવાના ! એ કયા કીયા ?

**કયેતાંન**—કયા કીયા, ફેંક દીયા ! અભી એ ફીર પેહેનના તો પાંઉ કાટનેકુ પડતા !

**દીન્યારજી**—(ગુસ્સાથી) જાવ જાકે લે આવ !

**કપેતાંન**—રછે, અમકુ કયા વે ફીર પેહેનેગા અમ નહિ નીકાલેગા.

(જાય છે)

**ફેરામરોઝ**—અરરરર ! બધો મારો પગ ઉતારી મુકયો. એક તો આંટણુ પડેલું તેમાં વરી ખેંચીને ચાલી નાંખ્યો. અરરરર !

**દીન્યારજી**—બા જરા જઇને રાઇની પોતીસ બાંધો, ને મારૂં માનો ! જરા ઉપર ધાસલેટ ચોપડીને તાપ આગળ સેક કરો. એય નરમ પડી જશે. કપતાંનને કેહો એ મજાનો સેક કરશે.

(ફરામરોઝ લંગડાતો લંગડાતો જાય છે)

**દીન્યારજી**—(આઇને એક બાજુએ લઇ જઇ જમશેદને દેખાડી) કેમ દીકરી હવે એ કેવો લાગેછ ?

**આઇ**—જેવો છે તેવો તો છે !

**દીન્યારજી**—પણ હું તો કોલર વરે પૂછુંછ, જોની હવે એ કોલરે શોભેછ કેની ?

**આઇ**—પણ પપા એતો સુતરઉ કોલર છે !

**દીન્યારજી**—સુતરઉ કોલર ! ત્યારે કેવો પેહરવો જોઇએ ?

**આઇ**—રેશમી !

**દીન્યારજી**—(મનસે) બરાબર ! કોલર રેશમીજ હોય (તેણીને) ઉભી રહે હું એ વિષે એને કેહુંછ.

(તેની આગલ જાય છે)

**દીન્યારજી**—(ટકોરથી) મારા સાહેબ ! તમુંનેબી બીજને કોલર પેહેરવાનો મગયેજ નહિ કે આવો માંજરપાટનો પેહરી આયાતે ?

**જમશેદ**—પણ સાહેબ ! હાલની ફેશનનો મેં કોલર પેહેરીયોછ ને ?

**દીન્યારજી**—અરે કોણે કહયું ? અમારીપર ઇસ્તીમ ગેઝટ નામનું વેલાતથી પેપર આવેછ, તેમાં લખેલું છે કે ગઇ કાલેજ પારલામેંતમા નવો રૂલ ફેરવાયો કે હવેથી બધાએ લાલ ધાટપોટનો રેશમીજ કોલર પેહેરવો.

**જમશેદ**—એમ ? ત્યારે તો હુંબી રેશમીજ સીવરાઉં. રેશમી કપડુ લાલજ જોઇએ કે ?

**દીન્યારજી**—હા, કોસંબા જેવું. હમણાજ હમારા ટ્યુ દરજીને બોલાવી આજ ઘડી સીવારી લેવો, કેમકે મારી દીકરી ઘણીજ સેનસીટેતીવ છે, જેથી શી વીલ દોન્ટ પાસ ધીસ એકઝાગરેટેડ મીસટેક! ને હવે તમે બેઉ જણા અગાસીપરજ બેસો ને જોવની (તેના કાનમાં) હવે પ્યારની જાલ બીછાવો! તમે કંઇ ઘણી મજાની કવિતા જાણોછ કે? એને કવીતાનો ઘણોજ શોખ છે. બસ મજાની કવીતા બોલશો ની તો તમારીપર મરી મરી જશે. જોવો કોઇ કવીતા નહિ આવડ હોય તો, આપણા મનમાંજ બનાવી દેવાની! બસ છેલ્લા બોલ એક સરખા લાવવા જોઇએ. છેલ્લો બોલ મરઘી હોય તો પછી બકરી આવવોજ જોઇએ. જુવો હું બોલુંછ તે (તાલ આપીને બોલે છે)

દીયર મારા દીયર
તુંને આપું ઘણા ચીયર
તુંને લઇ જાઉં તારે પીયર
તુંને ખવાડું ઘણી ખીયર
તુંને બનાઉં મારી બૈયર!

એમ બધા બોલ રચવા જોઇએ. એ મારી પારો લખાવી લેજો. હવે તમે જાવો (આઇને) જા માય. એવણુ સાથે અગાસીપરજ જઇને બેસ. પેલાં નવા ઝાડ આપરે વાયાંચ તે એવણને દેખાડ. વરી પેલાં કોટ ને દારમ છાલના ઝાડો કેમ ઉગેછ તેનીબી એવણને સમજ આપજે હું!

(બેઉ અગાશીપર જાયછે, દીન્યારજી બેઉને હેતથી જોયછે)

**દીન્યારજી**—(એક સ્વાસ ખેંચી) અહા! ગયા, ગયા, તે દિવસો, કે જ્યારે હું મારી કુમલી સાથે મુંબઇની મંઘા સેરીમાં આય એમજ (તેઓને દેખાડી) હાથમા હાથ લઇને ફરતો તો, ને તે વખતે બધી વાડામાંની મરઘીઓ હમારી આસ પાસ કોક કોક કરી ફેરી ફરી વલતીતી? બીચારી બેહેરતન રંડાઇ અને હું રંડાયો. (રડેછે) હવે મારૂં બધું સુખ આય મારી છોકરીઓમાંજ સમાયેલું છે, એઓ બધી ઠેકાણે પડી

જાય, કે જાણે ગોડાવરીની જાત્રા જાઇ ચુકા. અહા ! નશીબનો પાસો કેટલો ઉલટો સુલટો છે ! મરઘા સેરીઆ કુડયાંના બે ઇંડા વેચવાના દહાડાઓ કેવા ચાલી ગયા ! બાનુઓ ને ગ્રહસ્થો ! તમારો સેવક પેહેલાં કોણ હતો ? કાસમ મરઘી ચોરનો નોકર ! ને આજે કોણ ? ખાનસાહેબ, ખાને આબાદ દિન્યારજી દુકકરવારા. તે સાહેબના હોકમથી આસ્તે આસ્તે આપરો સેતારો ફરતો ગયો. તેમજ અગાઉ પડાવી લીધેલાં, કેટલાંક ખેતરો સોનાની મુલના થઇ ગયાં. (વિચારવંત) વારૂં એઓ તે સાહેબની મરજી. પચાસ એક વરસની વાતપર હયાંનાં કીલ્લાપર ઇંગ્રેજોએ ઘેરો ઘાલ્યો, તે વખતે મારા જાણવરોના ઇસ્તોકમાં બસો ને સાડીબાવીસ દુકકરો હતાં, હવે હયાં લશકર આવી પડયું કે તેઓની બધી ખોરાકી ખુટી ગઇ, અને તે વખતે રેલ્વે જેવું બી કાંઇ નહિ હોવાથી તેઓ લાઇલાજ થઇ ગયા. આ વખતે તમારા સેવકે મારાં બધાં બસોને સાડીતેવીસ દુકકરો સરકારને ભેટ કીધાં, ને તેના બદલામાં આપરે ખાનસાહેબ થઇ ગયા. વરી તે દહાડેથી લોકોએ મારૂં નામ મરઘીવારા છોડીને દુકકરવારા પાંડયું. જેવી ખોદાની મરજી (અફસોસથી) અરે ! બેહેસ્તન તું શું કામ રંડાઇ. અત્યારે હોતે તો મારા સુખી દિવસમા રેંકડાઓમા ફેરવતે ! કયાં અગાઉનો ગરદન લચકાવનારો ખતારો ને કયાં હાલનો યુરોપિયન છપપર બાંધેલો રેંકલો ! અરે આસમાન જમીનનો ફેર ! જેવી મરજી ખોદાની.

(અંદર જવા કરેછે. તેટલાં ચમકે છે)

એ પેલું કોણ આવેછ ! અરે એતો પેલો ખટારાવારો ! અરે મકું રેંકલાવારો ! અરે નહિ રે ! પેલો રંગવારો ! એ પાછો શાનો આવી મુવો ?

(પેસી દાખલ થાય છે.)

**પેસી**—સાહેબજી, ખાનખાઉ સુવરવારા.

**દીન્યારજી**—(બાનુએ ગુસ્સાથી) નખખોદગીયો તો આવતાંને વાર

ઓપડેછ ! (મોટેથી) કેમરે એ બદમાસ ગધા, ગાલ દેછ કે ! તારો બાપ સુવ્વર !

પેસી—એ બુઢાં દુક્કર ગાલ કોણ દેછ ! તારી ઓખાર દુકકરવાલા, અને દુકકરને મુસલમાનો સુવ્વર કરીને કહેછ, ત્યારે તો તું સુવ્વરજ થયો કેની ?

દીન્યારજી—કેમ ફાટેછ કે, પણ તું કેહેવા શું માંગેછ ? તું વરી પાછો કહયા પુછયા વગર ઘેરમાં કાંય ઘુસી આયો ?

પેસી—(ભીજાસથી) કાંય આયો ? તે તારી આંખેજ પેસી અગાશીપર જોની ? આખો દહાડો તારી મરઘીને બેસારી રાખેલી તે હવે તેની સાથે કુકરેકુક કરવા એક મરઘોબી પેઘો પરયોછ ! તે આખો દહાડો આય (ચાલાકરી) એમ આય એમ બેણુ કોતકો કરી મારૂં પાકવી નાંખેછ તે મારેથી દેખાઇ શકાતું નથી ની ? કંઇ અગાશીપર મારી બૈએર સાંધી આપવાની ઇરકોલ બીસ્કોલ કહાડીછ શું ? તુંબી આવીને અગાશીપરજ અચાર ભરવા બેશની ?

દીન્યારજી—મારૂં ઘેર છે ! ને હું ગમે તેમ કરશ ! હમણાંજ હું મારો ઘોલ્યો ઘોલકી, કબાટ, ખુરસી તેબલ, હાંડો, તસ, કરસિયો, દુર બેસવાની ઘોલકી વગેરે બધું અગાસીપરજ કહડાઉંછ અને હમે બધાં હવેથી આખો દહાડો અગાસીપરજ બેસસું, જમશું, ખાસું પીસું ને સુસું ! તું મને પુછનાર કોણ ? ગોલામના જનીયા !

પેસી—ત્યારે હવે મને બરાબર સમજ પડેછ ! તારા મનમાં એમ હોશે કે (ટકોરકરી) લાવની આય ઘણો સરસ ખુબસુરત ચીતારો છે. તેને મારી પોરીઓમાંની એકાદ પેહેરાવી દેઉં ! પણ બચા કંઇ વળશે નહિ !

દીન્યારજી—(તુચ્છકારથી) તારા જેવા રંગારીને મારી છોકરી આપું તેના કરતાં તો પરવારી બસો.

પેસી—ત્યારે એને મારા રસ્તા વંચેથી દુર કરો ! જાહેર રસ્તાપર આવી રીતે જવાન માણુસોને ચોંકાવી તેવોના કામમા હરકત

કરતું ચમકતું શાલ ફ્રાનસ આખો દિવસ રાખી મુકવાનો તમને બીલકુલ હક નથી!

હીન્યારજી—(હંડાઇથી) મ્યુનીસીપાલને અરજી કરો !

પેસી—કેમ હવે સીધો ઉતરશે કે નહિ ? એકઝીબીશનને હવે થોડો વખત રહયો છે, ને હવે આય વખતે મારે જરૂરજ એ મુકવું જોઇએ. મારી રોજીપર લાટ મુકવામા તુંને શું હાંસલ થવાનું છે ? મેં ચાર વરસ વેર એ મકાન બાડે લીધું‌છ અને હવે હયાંથી હઠાય તેમ નથી. વરી મકાનમાં એ એકલીજ બારીમાંથી બરાબર ઉજરડું આવેછ, બાકીની બધી બારીઓ અંધારી છે. હું બારીએ વિચારોમાં બેસુંછ અને દુર જોઇ વિચાર કરી મારૂં કામ કરૂંછ. હંમેશ પેનતરોને દુર જોવાથીજ ખ્યાલ મળેછ. અફ્ઝુલખાંનને શિવાજીએ (તેને પકડી) આય એમ ગલચીમાંથી પકડયો, તે પોઝીશનનો ખયાલ કરવા હું બારીએ બેસી દુર જોઇ વિચાર કરતો હતો, તેટલાં તારી છોકરી બેઠેલી અને તેની આગલ એક મરદ આય એમ (ચાલા કરી) બેઠેલો જોઇ મેં ધકમાંને ધકમા તેઓનુંજ પીકચર સ્કેચ કરી લીધું. મારા ઉંડા ખ્યાલોમાં હું તેઓનેજ શિવાજી ને અફ્ઝુલખાંન સમજ્યો ને છેવટ અફ્ઝુલખાંનને બદલે એક ખુબસુરત નાર અને શિવાજીને બદલે એક જવાન નર ચિત્રાઇ ગયાં, ને મારૂં પીકચર ખરાબ થઇ ગયું.

હીન્યારજી—(ટકોરથી) તેથી શું થયું ? એવી ચાલશે ? પીકચરની હેઠે લખજે કે અફ્ઝુલખાંને પારસી બૈરીનો વેશ લીધેલો છે, ને પેલા જવાન પારસીને માંથે ભગલા હજામ જેવી પાઘડી ચીતારી કે શિવાજી થઇજ ગીયો ! એમાં ફેર નહિ.

પેસી—ત્યારે તમુંને ચિત્ર કામના હુનરની કદરજ નથી ?

હીન્યારજી—બીલકુલ નહિ ! હુન્નરમા, હુન્નર, મને જાત જાતના અચાર બનાવવાનો હુન્નરજ ગમેછ. તે અગર તું જાણનો હોતે, ને સાથે લાડુ તુંને પકાવતાં આવડતું હોતે તો તુંને ઘેર જમાઇજ કરી લેતે. બાકી હમણા તો તુંને સેતાનનોજ હવાલો આપુંછ (દમથી) ચાલ રસ્તો પકડ !

**પેસી**—(ગુસ્સાથી) એઇ ! જો આય હું તુંને ફરીથી ચેતાઉંછ. એતો જ્યારે હું મારા પીકચરના ખ્યાલમા રોકાએલો હોઉંછ, ત્યારેજ એવો નરમ બકરાં જેવો દેખાઉંછ ! પણ (ઝનુનથી) જ્યારે હું છેરાઉંછ ત્યારે ગનપાઉડર તો મારી બીસાડમાંજ નથી !

**દીન્યારજી**—ઠીક છે, હું હમણાંજ મીયાસીંગ લુહારને બખ્તરોની વરદી આપુંછ, ચાલ પત, ઉભો રહે મારા નોકર પાસે ધકકા મરાવીનેજ તુંને કહડાંઉંછ (બુમ પાડેછે) અરે કયેતાંન, કયેતાંન. !

(પેસી ચાલી જાયછે. કયેતાંન દોડી આવેછે)

**કયતાંન**—(ધસી આવી) અરે શેઠ ! શેઠ ! આગ લગા !

**દીન્યારજી**—(ગભરાઇ) અરે કહાં લાગી, આપરાં ઘેરમાં લાગી કે ?

**કયેતાંન**—જરથાઇકા સબ હાથ જલ ગયા, ઔર વો બચ ગયા !

**દીન્યારજી**—અરે પણ ચાલની બહાર નીકલી પડીગે ! બુમ મારી મરની ! (બુમપાડી) અરે આગ લાગી આગ !

**કયતાંન**—ચ્છે, એરે કાયકા આગરે ! વો બયડા કરનેકુ ગયા તો સબ ઘી જળ ગયા. ઇતના બયેડા કરનેકુ ઉસકુ નહિ આતા ! ખાનેખરાબ ઇતના ઉપરસી (દેખાડી) બએડા દાલતા હય ! તો સબ છમ છમ હોકે ભડકા લગ ગયા. ચ્છે, અયેસા જોરૂ કીસ કામકારે ! ઇસકી સાથ કોણ પણનેગાંરે, ચ્છે, અમકુ દેવોતો હમ અએસા જોરૂકી સાથ કભી શાદી નહિ કરતા. (દીન્યારજીને) ચલોરે ! વો તુમારા કએરીકુ કયા કરતારે સબ સુકા આંપોસી હો ગયા !

**દીન્યારજી**—(દમથી) ચલો આતા હયે !

(કયતાન જાય છે. તેને જાઇ)

નખ્ખોદ ગીયો ભોટપણાનો નમુનોજ છે. છે, ભરભરયો, પણ દિલમાં એના કંઇ નથી; વરી માણસ ચોખું બીલોર જેવું છે ! એનીપર આખું ઘેર સોંપીને છ સાત મહિના

કેથે ગયા હોઇએ તો ફક્ત પચ્ચીસ પચાસનો સામાનજ ગેપ થયા શિવાય બાકીનું બધું અનામત રહે. પચ્ચીસથી વધારેના માલપર કયેતાંન બંદો હાથ લગાડેજ નહિ તો ! એમતો તે દહાડે મેં એની દયાનતની કસોતી કરી જોઇતી ! મારૂં સાઠ રૂપિયાનું ઘડિયાલ ખુલું ટેબલપર મુકી હમો અસે મસે બહાર જતાં રહયાં, તોપણ ઘડીયાલતો એને સલામતજ રાખ્યું; પણ પુતલીની વીસ રૂપિયાની સારંગી આયોડીન અરે પેલું શું જો બે હાથે વજાડવાનું વાજું સેકોતીન, સેકોતાંને, સારંગીજ કેહોની ! તે ઉડારી ગીયો, ને નામુકર ગીયો. પછી એક દહાડે પપેતીપર ભટોરાવાડનો કયુ કોરતક દરજી નાનખતઇ એંદ સાથે આસોદાત માંગવા આયો તો તેના હાથમાંથી તે ઓરખઇ. નખ્ખોદ ગીયા એ તો એક બાતલી રાસી ફેંનીની લાલચે તે તેને વેચી નાંખી હતી ! શું કરીયે જેમ તેમ વેઠી લેવો પડેછ. આજે પારસી બબરચીઓ મળતાજ નહિ તેહેરેજ કેની ? પારસીઓ હવે એવા હલકા ધંધા છોડતા જાયછ, એબી ખુશી થવા જોગ છે. (લોકોને) કોઇ તમારામાં સારો બબરચી છે ? કોઇ હોયતો બા ખાનસાહેબ દીન્યારજી દુકકરવારાને પુછતા વસઇ આવજો. પગાર રૂપિયા ચાર આપસ ને એક વખત ખાવાનું. વરી કોઇ શોખીન પીનાર હોશે તો રાતના એક પેંટ સરકાની બી મળશે.

(જાય છે બીજી બાજુએથી પેસી આવેછે)

**પેસી**—(જોયા વગર) ભકું એ બુઢા ! હવે સીધો સીધો કાંઇ રાહ પર ઉતરની ? (જોય છે) કાંહાં ! મુવો ! અંદર ગયેલો હોસે. નખ્ખોદ ગીયો તો કાતરયાંનો ઘસેલો લાગેછ ! પણ હવે થંડાઇથી એની કાસર કહાડવી જોઇયે. જોઇયે સો પચાસ રૂપિયાથી લલચાતો હોય તો. નહિ તો પછી પ્યારમાં પડી જવા શિવાય છુટકો નથી, અને એકઝીબીશન હવાપર ઉડતું થઇ જવાનું. સાત સાત વખત મેં પીકચર બનાવવાનું મે હાથ ધરયું, અને સાત સાત વખત હું મોહીની જાલમાં ફસ્યો, જાણે હજુથી આય પોરીપર પ્યારમાં પડી જતો હોઉં એમ લાગેછ. આહા ! પ્યાર ! પ્યાર !

## ગાયન ૧૫ મું.

*Forget Me Not Polka.*

ચોમેર પંથરાયલો પ્યાર છે
જ્યાં ત્યાં એજ બદકાર છે
એથીજ બધું હયાં જાર છે
નથી એમાંથી કોઇ પાર છે

નથી એમાંથી કોઇ થયો પસાર
સપડાયા વગર જરાબી વાર
નથી કોઇ બચ્યો પડવા એ ગાર
નથી કોઇને પચ્યો એ નાપેકાર

નથી કોઇ બચ્યો, નહિંજ બચશે
એની જાલમાંથી સાતે અવતાર

### કોરસ.

એનો છે કેવો માર, એ પ્યાર બદકાર
એનો છે કેવો ખાર, એ બદીનુ દ્વાર
એનો કેવો સળગાર, પાડે કળેજે સાર
એનો છે કેવો, એનો છે કેવો,
આ દુનિયામાં ચમત્કાર.

(ગાયન ખલાસ થતાં આઇ દાખલ થાય છે.)

**આઇ**—(પેસીને જોયા વગર) મરે વોટ ધીસ કાંઇંડ ઓફ પ્યાર! પેલો જમશેદ તો બસ જરા જરામાં ગુડણુ પરજ પડી જાયછ, ને પછી (ચાલા કરી) આય એમ છાતીપર હાથ મુકીને ખેણુ કોટક કર્યામાં બાકીજ નથી રાખતો!

(એકાએક પેસી પર નજર પડે છે. પેસીએ તેણીની બાજુ પીઠ કરેલી હોવાથી તેણી તેને જમશેદ સમજે છે.)

**આઇ**—(તેની આગલ જઇ તેની ખાંધે હાથ મુકી) કેમ જમશેદ! દીયર હયાં શું કરેછ?

**પેસી**—(ચમકીને તેણીને ચીમઇને જોઇ બાજુએ) માર્યો થાર! અરરર! એ તો પેલીજ સફેદ મરઘી! હવે એના ફાંડામાંથી કેમ છુટું? (ચીમઇને જોઇ) પરવરદેગાર! શું ખુબસુરત છે? એકઝીબીશન વાપર થઇ જવાનું! (તેણીની ખાંધ પર હાથ મુકી જોયા વગર તેણીને) વેલ પ્યારી! મકું હયાં (જમીન પર જોઇ) આય જમીનપર કીરી બહુ થઇચ તે જોઉંચ (ગાલપર હાથ ફેરવે છે બાજુએ) યા પરવરદીગાર જાણે મખમલ? એકઝીબીશનના આવરદા!

(આઇ એકાએક પેસીનો ચેહેરો જોઇ ચમકે છે.)

**આઇ**—(ગભરાટથી બાજુએ) ઓ માયરે! આય તો કોઇ અજાણો પારસી છે! (ગુસ્સાથી તેને) કેમ બા તમે હયાં કોણને પુછોછ? ને એમ પારકાં ઘેરમાં ઘુસી આવી નાજુક અબલાઓની મસ્કરી કરતાં તમુને શરમ નથી આવતી કે? ઉભા રેહો હું મારા બાવાનેજ જઇને કેહેવુંછ (જવા કરે છે.)

**પેસી**—(તેણીને અજાણો થઈ એકાએક જોઇ, રોકીને) બાઇ ગોડ! ઓ બાનું! હું ઘણો દલગીરછું મેં તમુને બીલકુલ જોયાં નહિ, જેથી આવી બેઅદબી થઇ ગઇછ. હું તો મકું હયાં દિન્યારજી દુકકરવારાએ એવણની આય અગાશીપરના ઝાડોને પાની સીંપવા પેલી જે ઇરાનન માલન રાખીછ તે સમજ્યો.

**આઇ**—(ગુસ્સાથી) શરમ છે! હયાં માલન બાલન કોઇજ નથી! એ તો હુંજ ઝાડોમાં પાણી સીંપુછ!

**પેસી**—બાઇ દેીલ! તમે? ત્યારે તો મેં ઘણી સજર ભુલ થાપ ખાધી. હું તો મકું આય કોઇ ઇરાનથી નવી આવેલી માલન દીન્યારજી શેઠે રાખી હોસે, ને તેણી આખો દિવસ આય અગાશીપર બેસી અપુનેજ તીકયા કરતી હોવાથી મકું ચાલ જરા એવણ સાથે ઓલખાણ કરિયે. માફ કરજો બાનું. મારેથી બહુ ગંભીર ભુલ થઇ ગઇછ. પણ હું એમ પુછું કે તમે આખો દિવસ અગાશીપરજ બેસીને શું કરોછ?

**આઇ**—(છણકાથી) હું મારાં ઝાડોમાં પાણી સીપુંછું.

**પેસી**—આખો દહાડો! પણ ત્યારે તમે ઝાડ પાણનું વૈદક જાણતાં નથી. જેમ માણસ ઘણું ખાધાથી આપરા (આંગલી કરી) દુકકરવારા જેવું મકું જાડું થઇ જાય તેમજ ઝાડમાં ઘણું પાણી નાખ્યા કીધાથી તે કહી જાય છે.

**આઇ**—ત્યારે તમે બોતેનિસ્ટ હોશો.

**પેસી**—નહિજી હું તો પેન્ટર છેઉં.

**આઇ**—પેન્ટર! વ્હા! કેવો સરસ ધંધો.

**પેસી**—કેમ તમેગી ફેન્ટીંગના શોખીન, અરે પેન્ટીંગના શોખીન છેઓ કે?

**આઇ**—હા, ને હું, ડ્રોઇંગ પાડી જાણુંછ. મેં ઘણાક ડ્રોઇંગ કીધેલાં છે, જે હું તમુંને દેખાડશ. તમે હયાંજ રેહોછ કે? તમે મને શીખવવા રોજ આવોની? હું પપાને કેહું?

**પેસી**—જી હા, હું તમારા આય બંગલાની બાજુમાંજ રહેવુંછ પણ હમણા મારેથી બને તેમ નથી. આવતાં એકઝીબીશનમાં મારે એક પીકચર મુકવાનું છે, ને તે એકાંતમાં પુરૂં કરવા માટે હું હયાં આવી રહેલો છું. હવે વાત એમ છે કે હું મારૂં કામ કરૂંછ તેમાં—(બાજુએ) છટ આય પોરી નડેછ એમ કેહેવાની મરજી થતીજ નથી. બસ છઇ ચુકું, એકઝીબીશન વાપર થઇ ગીયું, પ્યારમાં પડી ચુકા!

**આઇ**—મરે, હું જો માટીડો હોતે તો એજ ધંધો પકડતે!

**પેસી**—પણ તે તો ઘણું દલગીરી ભરયું થઇ પડતે!

**આઇ**—શાને વરે હું પેન્ટર થતે તેને વરે?

**પેસી**—નહિરે તમે મરદ થતે તેને વરે!

**આઇ**—(સાદાઇથી) કાંય?

**પેસી**—કેમકે તમારો આવો મોહક ચેહેરો પછી જોવાને મલતે નહિ. આવી સુંદર આંખ, આવા સુંવાલા બાલ, આવા લાલ

આસ (બાજુએ) મારી નાખ્યા. સપાટામાં આવી ગીઆ એક્ઝીબીશનપર પાણી. (હીંમત કરી, બાજુએ) પણ છટ, છટ, પછી મારા શિવાજીના વાઘનખનું શું થશે ? (મોટેથી) મકું જોવોની જી, તમે આય અગાશીપર આખો દહાડો (બાજુએ) હુંઉં બોલવાની હીંમ્મત થતીજ નહિ.

આઇ—તમે હમણા શું કેહેતા તા ?

પેસી—મકું જે તમે જે આય જે અગાશીપર જે બેસોચ કેની જે, તે તે (બાજુએ) હવે શું બોલું ? (મોટેથી) તે તે આખો દહાડો હયાંજ બેસી રહેંતે, મને ઘણુંજ ગમેછ ને મારાં કામમાં મને સોવાઈ જાયછ (બાજુએ) થઇ ચુકૂં !

આઇ—(હસીને) હા, હું હયાંજ બેસી રહેવશ. મને દાકટરે ખુલ્લી હવામાંજ બેસી રહેવા કહયુંછ.

પેસી—વારૂં તમુંને ગાયનનો શોખ ખરો કે !

આઇ—બેશક, હમો ચારે બેહેનો વાંગોલીન હારગોનિયમ વજાડીયેછ.

પેસી—(બાજુએ) આબાદ મારા તેસ્તનીજ છે. પણ મારા શિવાજી ને અફઝુલખાનનું શું થશે ? (મોટેથી) તે તમે અગાસીપર બેશીને એકુ દહાડો મને તો વજાડી સંભળાવો ? બાનું !

(તેણીનો હાથ પકડવા જાયછે. તેણી ખસી જાયછે તો પણ તે તેણીને પકડેછે અને તેણી આગલ ગુઠણ મંડી પડે છે)

પેસી—(બાજુએ) શિવાજીના વાઘનખે આવતે વરસ પર મુલતવી રહેવું પડશે.

(કયેતાંન દાખલ થાયછે, તેઓને જોઇ ચોંકેછે)

કયેતાંન (અજાયેબીથી બાજુએ) વુઇરે ! અભીતો એક જણ સાથ લવ કીયા ઓર અબ એ દુસરા ! રછે એ કયારે ? હમ શેઠકુજ બુલા લાતા !

(અંદર દોડી જાયછે, ને દીન્યારજી, જમશેદ ને ફરાસરોઝને બોલાવી લાવે છે. બધાં અજબ થઇ જાય છે. દીન્યારજીના હાથમાં અચારની બરણી બે હાથે પકડેલી માલમ પડેછે)

**કયેતાંન**—(દલવેથી આઇ અને પેસોની પુઠે જઇ આઇને) ચ્છે! એ ક્યારે? અભી તો એકેકી સાથ લવ કીયા, ઓર અબ એ દુસરા? ફીર કલ મેરી સાથ લવ કરો! યે એ અમકુ પસન નહિ વન હોસબંન વન વાઇફ હોના ચાઇએ!

**દીન્યારજી**—(કયતાંનને) જાવરે એ! તુમ તુમારા કામ કરો! (કયેતાંન જાયછે. પેસીને) કેમરે સેતાન તું પાછો મારાં ઘેરમા આવ્યો કે? ને વરી મારી દીકરી સાથે અટકચાલી કરેછ? માથું બાથું સલામત રાખવુંછ કે નહિ? કેમરે દુકતી! આય લુચ્ચા સાથે શું કરેછ?

**આઇ**—પપાજી એવણુ તો કોઇ પેન્ટર છે, ને કંઇ કામ મેળવવાની આશામા હયાં આવેલા લાગેછ, જો આપરી સબી એવણુ પાસે રંગાવિયે?

**દીન્યારજી**—(ગુસ્સાથી) અરે પેન્ટર કોણનો મુવોછ? નખ્ખોદ ગીયો તો કોઇ દામીજ મુવોછ (પેસીને) ચાલ અનતર ઘરી હયાંથી નીકલ!

**પેસી**—તે નહિ બનસે!

**દીન્યારજી**—કેમ?

**પેસી**—(થંડાઇથી) કેમ કે હું તમારી દીકરી સાથે પ્યારમાં પડયોછ. (દયામણું મ્હો કરી) હા, ઘણોજ, અતીશ. તમે મારૂં માન્યું નહિ, તે આખરે એમજ થયું, ને માંરાં પીકચરપર પાણી ફરયું.

**દીન્યારજી**—દુવાર, અગર મારા હાથમાં આય બરણી નહિ હોતે તો તારૂ માંથુંજ ભાંગી નાખતે, ચાલ રસ્તો પકડ!

**પેસી**—હવે તે નહિ બનશે. (નમીને) મી. દીન્યારજી દુકકર કાપુ અરે દુકકરવારા! હું છું તમારો સેવક પેસી પેપરમીંટ પેન્ટર! બહારકોટ કવરી મોહલ્લામા સ્તુડયો ધરાવનાર ને મરેઠા લડાઇના પીસીસો રંગવા માટે સીસાંનો ચાંદ મેળવનાર, ઉમર વરસ અઠાવીસ, ખુબસુરત, ચાલાક, નીરોગી ઇનો-

કયુલેટેડ યાને મરફીની રસી મુકાયેલો. હું છું તમારી પેટીના હાથનો ઉમેદવાર, અરે બેટીના, તમારો સેવક, આશકે જાર ઓફ યોર બેટી.

**જમશેદ**—ચાલ, ચાલ, એનો માશુક તો હું છેઉં.

**પેસી**—(જોરથી હસીને) તું ? હા, હા, (આઇને) કેમ ગીસ દુકકર ખાઉ ! તમે આય આવા એબલગામનાને પસંદ કરોછ ? આઇ એમ ફાર બેટર ધેન હી એન્ડ યોર ફાધર સર !

**દીન્યારજી**—ઉભા રેહો એનો રસતોજ કરૂંછ !

(હાથમાની બરણી ટેબલ પર મુકી દેછે ને પેસીના આંગ પર ધસી જાય છે.)

ચાલ અતતર ધરી બહાર નીકલ !

**પેસી**—કીયે રસ્તે જાઉં ? મને રસ્તો ખબર નથી.

**દીન્યારજી**—(આંગલી કરી) પેલ્લો રહયો દરવાજો.

**પેસી**—(તેને કોટી કરી) ઓ મારા વ્હાલા સસરા ? હવે તમે મને નાઉમેદ ના કરો. તમે આખો દહાડો એણીને મને દેખાડયા કાધી એટલે હું એની પર દીવાનો થઇ ગીયો. એમાં મારો શું વાંક ? હવે હું એના વગર જીવી શકનાર નથી. જો તમે મને એની સાથે નહિ પરણાવશો તો હું આપઘાત કરી મરી જવસ ને કારોનરને લખી જવસ કે તમે મને મારી નાંખયોછ. બસ, હવે એ મારીજ છે, ઓ વ્હાલી ! વ્હાલી !

(આઇ તરફ ધસવા જાય છે દીન્યારજી તેને પકડી રાખે છે. બધાં દીગમુઢ થઇને ઉભા રહે છે)

**દીન્યારજી**—(બુમ પાડી) અરે કયેતાંન, કયેતાંન, જલદી ઇધર આવ !

**કયેતાંન**—(અંદરથી) ગાલી કીસકું દેતા રે ? તુમારા બાપ મર જાવ !

**ફ્રામરોઝ**—અરે હયાં આવ, હયાં આવ !

(કયતાંન આવે છે)

**કચેતાંન**—ક્યારે, ક્યું બુલાયા ! (દીન્યારજીને જોઇ) છે રે, ઇસ્કુ કોટી ક્યું કીયારે ?

**દીન્યારજી**—(તેને) અરે નીકાલ, નીકાલ, ઇસ્કુ !

**કચેતાંન**—કયા હુવારે ! કયા ચીતક ગીયા ? તો ઇતના કયુ દબાયા ! કોટી કરનેકુબી નહી આતા હયે ?

(દીન્યારજીને પકડીને ખેંચેછે)

**દીન્યારજી**—(ચીડડાઇ) અરે મુવો તું (જમશેદ ને ફ્રામરોઝને) મારા સાહેબ જોવા શું કરોછ એને કહાડોની બહાર !

**પેસી**— (તેના હાથમાંથી છુટવાંના અછાડ પછાડ કરતાં) નહિ બસ હું એની સાથેજ પણવાનો ને ફર પણવાનો !

(દીન્યારજી ઝનુનથી તેની ગલચી પકડેછે, પેસી મરી જવાના ઢોંગ કરી પડી જાય છે)

**પેસી**—બાપરે ! મને મારી નાંખ્યો રે ! ઓ વ્હાલી છેલ્લી સલામ !

(જમીનપર મુડદાં માફક સુઇ જાયછે, બધાં બીકથી તેને જોયછે.)

**ફ્રામરોઝ**—અરર ! તમે તો એની ગલચી ભચડી નાંખી ! એતો મરી ગીયો !

**કચેતાંન**—મોર ગીયા ! થયેરો મઘ સીપાઇકુ બુલાતા !

(જવા કરેછે)

**દીન્યારજી**—(તેને રોકી) થયેરો, થયેરો, મર નહિ ગીયા ! વાંઇચ બેશુધ્ધ હો ગયા હગે ! જાવ, જાવ, પાણી ! કોલાંવાટર, સરકો, રાઇ, અચાર, સબ લે આવ !

**જમશેદ**—અરરર ! આપરીપર ખુનમા મદદ કરવાનો ચાર્જ આવશે ! પાણી, પાણી.

(આઇ શિવાય બધાં અંદર દોડી જાય છે, આઇ ગભરાટમા ઉભી રહેછે)

**આઇ**—(જમીનપર પડેલા પેસી નજદીક આવી) ગરીબ બીચારો ! મારે ખાતર માર્યો ગીયો ! (તેની છાતીપર હાથ મુકી તેને) શું તમે બરાબર મરી ગીયા છ ?

**પેસી**—(એકદમ ઉઠી) નહિ વ્હાલી, તારે ખાતર જીવતો છેઉં !

(આઇ ચોંકીને પેસીના હાથમા બેશુધ્ધ થઇ જાયછે)

ચાલ, મારી સાથે ચાલ, આપરે નહાસી જઇએ ! (તેણીને જોઇ) યા ખુદા ! એતો બેશુધ થઇ ગઇ !

**દીન્યારજી**—(અંદરથી બુમ પાડી) અરે પેલા બાબાજી હાડવૈદને બોલાવી લાવો તો !

**પેસી**—(ચોંકીને) અરરર ! આવી લાગાં ! હવે શું કરૂં ? હા, એને લઇને ન્હાસી જાઉં !

(તેણીને ઉચકી લઇ ન્હાસી જાય છે. બીજી બાજુએથી દીન્યારજી હાથમા પાણી સીપવાની ઝારી લઇ ધસી આવેછે. તેની પુઠે કયેતાંન એક હાથમા સરકાની બાટલી ને બીજા હાથમાં અચારની બરણી લઇ દોડી આવેછે, તેમજ જમશેદ પાણીનો હાંડો, ને ફરામરોઝ ચુલામા ફુકવાની ધમણુ લઇ ધસી આવેછે. દીન્યારજી આવતાંને વાર પેસી જ્યાં પડેલો હતો તે જગ્યાપર હેઠે જોયા વગર પાણી સીપવા મડી જાય છે. કયેતાંન ધસી આવી ત્યાં સરકાની બાટલી ખાલી કરેછે. જમશેદ હાંડો ઉચકી લાવી પાંણી રેડી દેછે, ને ફરામરોઝ ધમણુ ફુંકવા પડી જાય છે. જે પછી બધાંની નજર હેઠે પડે છે, ને બધાં ચોંકેછે.)

**બધાં સાથે**—અરે એ કયાં ગીયો ?

(બધાં આસપાસ દોડેછે)

**દીન્યારજી**—(ગભરાટથી) મારી દીકરી ક્યાં ગેઇ ? ગેઇ ! ગેઇ ! એજ બદમાશ ઉઠાવી ગીયો !

**કયેતાંન**—(મોટેથી બુમ પાડી) પોલીસ, પોલીસ, સીપાઇ શેઠકા ઓરત ઉઠા ગીયા !

(બધાં ગભરાટથી આમ તેમ દોડે છે, ને સાથે ગીત ગાય છે.)

## ગાયન ૧૬ મું. (ઇંગ્રેજી)

## *Fairy Land Waltz.*

**દીન્યારજી**—(હાંફતાં હાંફતાં છાતી કુટી.)
મઇ ગઇ મારી દીકરી ગઇ

**ફ્રુસમરોઝ**—

કહાં ગઇ, કહાંથી ગઇ, શું હવામાંજ ગેપ થઇ!

**દીન્યારજી**—પેલો મુજી તેને ઉઠાવી ગીયો લઇ.

**જમશેદ**—

હાં તેરે ચોરી પકરઇ, એ હોસે તેની સઇ.

**કયેતાંન**—

અબ દેખો એ છોકરીકુ પીરાનેકા ફુલ
ઉસ્કે લછનકા છલ, લે ગીયા દો પાંઉકા બલ
અબ ઉસ્કુ ઓ ખેતરમે જોરેગા હલ
ઓ હમે બરા ખલ, તુમ અબ દીખાવો અપણા બલ.

**કોરસ બધાં**—

હાય હાયરે, હાય હાયરે
હાયરે, હાયરે, હાયરે, હાયરે, હાયરે, હાય—૨
હાય, હાય, હાય, હાય.

**દીન્યારજી**—(ગાયન ખલાસ થતાં શોકાતુર અવાજે ફુસ્ડાઇ પડી) અફ્સોસ! એ મુજી મારી દીકરીને ઉઠાવી ગીયો! ઘેરમાં કોઈ મળે નહિ બધાં ફરવા ગીયેલાં છે (કયતાંનને) જાવો તુમ જાકે વો રાધોબા ફોજદાર કો બુલા લાવ ઓર વો નહિ મીલે તો—'

**કયતાંન**—(વચે બોલી) ઉસ્કી જોરૂકુ લેઆઉં!

**દીન્યારજી**—(ચીડડાઇ) ગધેરા! બાઈ માણુસને લાવીને શું કરશે? નહિ તો કોઇ સીપઇ ને બોલાવી લાવ. જા દોર જલદી, અગર જલદી આવસે તો એક ફેનીની બાટલી ઇનામ મલસે.

**કથતાંન**—અચ્છા મયે જાતા હયે. મગર તુમારા છોકરીજ ઉસ્કી સાથ ભાગ ગીયા ઉસ્મે સીપાઇ આકે કયા કરેગારે!

**દીન્યારજી**—(ગુસ્સાથી) ચલ જાતા કે નહિ?

**કથતાંન**—(જતાં) જાતા હયરે! મગર હમારા ગોત્રેકા સપાટ નવા હયે, ઉસ્કે લીયે ચલનેકુ બખત લગેગા. અચ્છા સીપાઇબી નહિ મીલે તો ફીર કોણકું લાઉં?

**દીન્યારજી**—(ગુસ્સામાં ઉઠી) એનું નખ્ખોદ જાય એનું, માથું બાથું ભાંગવાનો થયોછ કેમ!

**કથેતાંન**—જાતા હયેરે!

(જાય છે.)

**દીન્યારજી**—(જમશેદ ને ફરામરોઝને) હવે આપરે એના આય સાંમેના બંગલાપર જઇ ત્યાં ચોકી રાખીયે, ને એને હયાંથી નાહારતો અટકાવિયે. એ ત્યાંજ મારી દીકરીને લઇ ગીયો હોસે. (જમશેદને) મારા સાહેબ તમારૂંબી પગલું કેથું દુવાર દેખું! તમે હયાં આયાનેજ બધી ગડબડ મંડાઇ!

(ત્રણે જણ જાય છે. બીજી બાજુએથી પુતલી જર, બાઇ ને શાપુર દાખલ થાય છે.)

**પુતલી**—મરે ઘેરમાં કોઇ દેખાતું નથી, બધાં કાહાં ગીયાં હોસે?

**જર**—આઇના વર આયાછ તેવણુને લઇને પપા ફરવા ગીયા હોસે!

**બાઇ**—ફીરોઝબી તેઓ સાથેજ ગીયો હોસે એનોબી ઓરડો ખાલી છે!

**શાપુર**—એઓ આવી લાગે તેટલાં તમે લોક વારા ફરતી એક એક ગીત ગાઓ જોઉં. પુતલાં પેહલાં તું ગા!

**જર**—હા, તે તમુંને તો પુતલાંનુંજ ગીત સાંભળવા ગમશે તો!

**બાઇ**—પણ પછી તુંબી ગાજેની! વરી એમાં અદેખી સાની પડેછ?

શાપુર—હા, બાઇ, પછી તમોબી બેઉ જણા ગાજો ને તમો ત્રણેનું બરાબર સમજીનેજ હું મારૂં મત આપશ. ચલાવ જોઉં પુતલાં, શરમા ના.

(બધાં બેશે છે, પુતળાં ગીત ગાય છે)

## ગાયન ૧૭ મું.

દાતા તારોરે બેડો ભવપાર (રાહ)

કેરદેગાર, તારો છે શું આ જગમાં ચિતાર—૨
તુંજ છે સરકાર, તુંજ છે ભવપાર, તુંજપર નિસાર,
ઉગાર, ઉધાર, નેકીએ લગાર, અમારે ત્યાં સિધાર.
પ્યારી, ન્યારી કુદ્રત તારી, જગતનો શું શું
ચમતકાર, તુંજ કરનાર.
તું છે બક્ષનાર, અમો તારા ભજનાર.
પ્યારી છે, વારિ છે, એ તારી બલીહારી છે
ઓ તુંજ છે દાતાર, અમો તારા ખાકસાર.

શાપુર—વ્હા ! વ્હા ! વેલડન ! હવે તું ચલાવ જર, પછી બાઇમાય ગાસે.

જર—બાકીજે તમુંને મારૂં ગીત પસંદ પડવાનું ઉતું જે !

બાઇ—પણ તું ગાતો ખરી અમથો મીજાસ સાનો કરયા કરતી હોસે?

(જર ગીત ગાય છે)

## ગાયન ૧૮ મું.

રાહ (હર જગ થલ થલ રબ તારી)

દુનિયા જુઠી છે, જુઠી છે, ભજીલે ખુદા ભાઇ,—૨
સગાઇ, આઇ બાઇ સૌ ચાલી જશે પી ખાઇ.—દુનિયા
ના ભુલો તેને તે છે સૌથી વડો.
ના લડો તમ, ના વઢો તમ
હર હર ઘડી નામ લો, નેકીથી તમ કામ લો,
સખાવતી દામ લો,

તેનો છે આભાર ભારી— ભજીલે ખુદા બાઇ
ફરી બસ્ર પસ્વારી લો, નેકીથી સજ થઇ લો,
બદીને તજી તમ રહો—તેનો છે આભાર ભારી
શેર—આકાશી બાપ તુંજ છે એકલો જગતનો સારનાર,
તુંજ કુલ દુનિયા કરનાર તુંજ એકલો તારનાર,
પવન, પાણી આતશ જાની, એ બધાંને હમો વખાંણી
ઝાડ, પાન, પંખેરાં, બેહેસ્ત કાંણી, એ તારાંજ
ચાહીએં માની—ના ભુલો

શાપુર—(તાલી આપી) વ્હા, વ્હા, એબી કાંઇ નકારૂં નથી, હવે બાઇ-માય તું ચલાવ જોઉં?

(બાઇમાય ગીત ગાવા જાય છે, તેટલાં દીન્યારજી ઘણાજ ગુસ્સામાં દાખલ થાય છે )

દીન્યારજી—(આજુબાજુ જોઇ) વ્હા ! વ્હા ! તમે લોક કયાં ઉતાં ! અરે બધું ઘેરમાં ઉઠલ પાઠલ થઈ ગીયું ને !

બધાં—(ગભરાઇને સાથે) શું થયું ?

દીન્યારજી—(ખુરશીપર બેશી જઇને હાંફતાં) હું કેહું, પણ ફીરોઝ કયાં છે? એ કાલે સવારે તો બહારગામ જવાનો છે તેથી હું તો આયો. મને એક ઘરીનો વખત નથી. કોઇ જલદી ફીરોઝને બોલાવો તો !

(ફીરોઝ દાખલ થાય છે)

ફીરોઝ—કેમ કાકાજી શું ફરમાસ છે ? તમે એટલા ગભરાયેલા કેમ છેવો ?

દીન્યારજી—(હાંફતાં હાંફતાં) હું કેહું દીકરા, તારે ખાતરજ હું આયો. કાલે તો તું હયાંથી જાયછ, ને હજુ તો તુંને મારાં સુરતના ને પુનાના ઓળખીતાંઓપર ભલામણ પત્રો આપવાના છે. આપરી આઇને આય પાસેનો પેલો રંગારી ઉચકી ગીયો !

બધાં—(ચોંકીને) હેં શું !

દીન્યારજી—ગભરાવાની કાંઇજ જરૂર નથી. થોડાજ વખતમા એ બદ-માસના મુસ્કા તાટ થવાના. કયેતાંન રાયોઆ જમાદારને

બોલાવવા ગીયો છે, તેટલાં ફરામરોજ ને જમશેદ એના ઘેરના ઓટલાપર ચોકી કરતા બેઠેલા છે. જાવો તમે લોકબી જઇને જોઇ આવો, તેટલાં હું જરા ફીરોઝ સાથે વાત કરવીછ તે કરી લેઉં.

(શાપુર, પુતલી, જર, ને બાઇ જાયછે)

ફીરોઝ—પણ કાકાજી એ શું બીના બનીછ તેતો કેહો ?

દીન્યારજી—પેલા આપરી પાસે રહેતા રંગારી વાશે મેં તમારી આગલ પરમ દહાડે વાત કાંધીતીની, તેજ આજે પાછો ધાંધલ કરતો હયાં આયો, ને આઇને ઉઠાગી ગીયો. પણ તેની ચીંતા નહિ. એના માંથે મોત ભમી રહેલું લાગેછ. કાલ સવારમા તો એ તુરૂંગમા પહોંચી જવાનો; પણ હવે તું તારી વાત કર. પાછલી રાતમાંતો તુંને સ્તેશનપર જવું પડશે; ને હજુ તો મારે તુંને ઘણું કહેવુંછ !

ફીરોઝ—ને મારેબી તમુંને ઘણુંક કહેવુંછ !

દીન્યારજી—તે વરી શું ?

ફીરોઝ—આય શાપુર બાબત. કાકાજી હું હજુબી કેહુંછ કે એ પોર્યાને તમારે હજુબી આપરાં ઘેરમાં આવતો અટકાવવો જોઇએ ?

દીન્યારજી—અને તેનો સબબ હું જાણુંછ, એનીપર પુતલી મોહી પડીને તુંને દાદ નથી આપતી તેથીજ કેની ? ફીરોઝ, દીકરા તું હવે પુતલીનો ખ્યાલ છોડી દે ને જર તરફ ધ્યાન આપ. જો કે તેણી તુંને કેવી ખરાં હેતથી ચાહેછ ? હું ધારૂંછ કે તું તારી આય ધારેલી મુસાફરીથી આવ્યા પછી તારો પ્યાર ખચીત જરનેજ આપશે. જા દીકરા ફતેહ કરી આવ, ને પછી મારી ચારે દીકરીઓના સાથેજ લગન કરૂં. હું હવે જીવી જીવીને કેટલાં વરસ કહાડસ, પાછું મારૂં હવે રહયુંછબી કોણ, એકજ દોકલ એક ભાઇ હતો તેબી આજ બાર વરસ થયાં કેથે ગુમ થઇ ગીયો !. (રડેછે)

ફીરોઝ—(દીલાસો દઇ) વ્હાલા કાકાજી એમ ના રડો. ખોદાનું કરવું હોશે તો હું મારા વ્હાલા પિતાને હયાં લઇ આવશ. હવે આપરે કામની વાત કરીયે. તમે કહોછ કે એવણને હયાંથી ગીયાને આજે બાર વરસ થયાં, વારૂં પણ એવણ હયાંથી ગયા પછી તમુને હમેશાં કાગળ લખતા હતા કે ની ?

દીન્યારજી—હા, પહેલાં સુરતથી કાગલ આયાંતાં, ત્યાર પછી પુનાથી આયાં તાં, જે પછી આજની ઘડી સુધી કશો પત્તો મળયો નથી.

ફીરોઝ—ત્યારે મારે પહેલાં સુરત અને પછી પુનામા ખબર કહાડવી પડશે, કદાચ તેવણે પોતાનું નામ બદલીબી નાખ્યું હોય, અને એમ બદલેલાંજ નામે ઘણાં વરસો રહયા હોય. અરે હું ખાતરીથી કેહું છું કે હું તેવણને જીવતા જાગતા હયાં મારી સાથે લઇ હસ્તો રમતો પાછો ફરસ. પણ કાકાજી જુવો હજીબી તમો મારૂં માનો, આ પોરયો શાપુર મને ઘણો ભેદી માલમ પડેછ, તમેજ તે દિવસે જોયું હતું કેની, કે એ પેલા લુચ્ચા જેવા દેખાતા પારસીને જોઇને કેવો બેશુધ્ધ થઇ ગયોતો ને પછી તે માટે પુછતાં એને કેહું ભાગુંતુતું આપુંને સમજાન્યું તું ?

દીન્યારજી—તું અમસ્થો વહેમ કરેછ દીકરા, પ્યાર આંધલો છે, એ કેહેવત કાંઇ ખોટી નથી. પ્યારમાં પડેલાં દરેક માણસને અગર તે પોતાનો હરીફ થઇ પડયો હોય, તો તેને માટે એકએક ઉપર તે બેઉને ધિક્કાર છુટેછ. પેલા લુચ્ચા પારસી વિશે પુછતાં એને મને બરાબર ખુલાશો આપ્યોછે. એ કેહેછ કે તે એનો કોઈ દુરનો સગો થાયછ, અને એની માયના મોતના બીછાના આગળ એ પારસી હાજર હતો જેથી એ લુચ્ચાની હાજરીથી શાપુરના મનમાં આગલા ગમખાર બનાવો યાદ આવી ગયા, જેથી એ બેશુધ્ધ થઈ ગયો, ને પુતલી તો એને જોઇનેજ બીહવુજી પડતી હોવાથી તે પણ ગભરઇ ગઇ, અને એ બધું જોઇને આપરેણી ગભરઇ જઇ દિગમુઢ જેવાં થઇ ગીયાં. લે ચાલ, ઉભો રહે

હું અંદર જઇ નીરાંતે મારાં સુરતના અને પુનાના ઓળખીતાંપર ભલામણ પત્ર તુંને લખી આપુંછ (જતાં જતાં) પેલો રંગારી આવતો મરે ! એનું નખ્ખોદ જાય એનું !

(દીન્યારજી જાય છે, શાપુર આવે છે, ફીરોઝ એક બાજુએ છુપાયછે. શાપુર ગાયછે)

## ગાયન ૧૯ મું

બદકિસ્મતીસે હો ગયે સામા નએ નએ (રાહ)

૨—કિસ્મતનો છે જબરો પાસો, તેનોજ છે હયાં વાસો.
ઘડીકમા રખડથી નાંસો, તો ઘડીકમાં સુખે ખાસો
ઘડીકમા ચેનથી ગાસો, તો લેહેજામા ગલે ફાંસો
ઘડીકમા જરદાર થાસો, તો પાછા પળકમા હિનાસો.

શાપુર—(શોકકારક આવાજમા) ઓ રબ, ઓ હકતાલા, ઓ કુલ જગતના પેદા કરનાર બાપ, શું આ દુનિયામાં મારે માટે હાદમારીજ સરજેલી હોશે ? અફસોસ, મેં એવો તે શું ગુન્હા કીધો હોશે ? (માંથાપર તડાપ મારી) અહા, પાછું મને તે યાદ આયું ! ઓ ખોદા ! મદદ, મદદ, ઓ નાપેકાર ધનજા, આખરે તું ફુતી નીકલયો ખરો ! પહેલી વખતે જેમ તેમ બસો ત્રણસો આપી એ બદમાંસનું મોહું દાબી એને હયાંથી ખેરવ્યો, પણ એ નાપેકાર પાછો મને સતાવા હયાં આયો. હવે મારૂં શું થશે ? સાંભળવા મુજબ એ કેટલાક બદમાસ લુનારાઓની સંગતમાં પાછો હયાં આવેલો લાગેછ. અહા, બસ, છેલ્લોજ ઇલાજ, એની ગલચીજ પકડું; પણ નહિ, એથી તો હું બમનો ગુન્હેગાર થવસ, હવે તો જે થાય તે ખરૂં !

(એકાએક શાપુરની નજરે ફીરોઝ પડેછે તે ચોંકેછે)

શાપુર--અહા, કેમ હવે કાનાસુરી લેવા માંડી કે ? ઓ તમે સાંભળયું ? તમે સાંભળ્યું કે ?

ફીરોઝ-શું સાંભળ્યું ?

શાપુર—જે હું હમણા બોલ્યો તે ?

ફીરોઝ—કંઇક કાને પડયું ખરૂં !

શાપુર—હેં ! ત્યારે તમે ઘણીજ બેશરમીથી કોઇનો ભેદ જાણવાની કોશેસ કીધી !

ફીરોઝ—ત્યારે તમારો ભેદ કાંઇ હશે ખરો ?

શાપુર—કેમ હવે છેક ફાસ જાવોછો કે ?

ફીરોઝ—અરે ફાસ શું જાય ? હું ઓરખુંછ તુને સારીકાણી, અને એ તારો ભેદ મારેથી છુપો નથી !

શાપુર—(એકદમ ચોંકી) ત્યારે તમો જાણોછો, શું જાણોછ ?

ફીરોઝ—કે તમે એક ઘણાંજ ગંભીર ગુન્હામાં સપડાએલા છેવો !

શાપુર—બસ એટલુંજ ?

ફીરોઝ—હા, અને તે તમારા ગુન્હાની એક મજબુત સાબેતી છે. અફસોસ, મારા કાકા આંધલા બની પોતાની દીકરીને એક તદન અજાણ્યા શખસને આપવા માંગેછ !

શાપુર—(નરમ અવાજમાં) ફીરોઝ, ફીરોઝબા, અફસોસ હું ઘણો દિલગીર છું. હુંબી તમારા પુતલી સાથના પ્યાર વિષે વાકેફ છું. પણ હું શું કરૂં ? પુતલીએ મને પસંદ કીધો, એમાં મારો શું વાંક ? અરે, અરે,હુંબી એથી ઘણોજ અજબ છું, કે મારે જેવા એક અજાણ્યાને તેણીએ કેમ પોતાનો પ્યાર આપ્યો હોશે ? મારી પાસે શું છે ? હું કોણ છું ? તદન એક મ્હોતાજ. મારીપાસે જ્ઞાનના ભંડાર શિવાય બીજું કશું નથી. અને આ મારૂં જ્ઞાન મેળવવા માટે મેં શું શું ભોગ આપ્યા છે, અફસોસ મેં મારી તબીયેતની ધુળધાણી કરી નાખી, મેં મારી આંખોનું સત્યાનાસ વાળ્યું, મારી ઉંઘ ખોઇ દીધી, અને આ સઘળા નિકારોને લીધેજ હું વારંવાર ફાતું ફાતું બોલું છું !

ફીરોઝ—હા, બરાબર, તેથીજ, તેથીજ !

શાપુર—તમે કંઇક મશકરીની ધપે બોલોછ ?

ફીરોઝ—અરે હવે મશકેરી ને બશકેરી, હવે પતો ની હયાંથી ?

શાપુર—ત્યારે તમેતો ખાઇ પીને મારી પુઠેજ લાગેલા દીસોછો !

(શાપુર ગુસ્સાથી ચાલી જાય છે, ફીરોઝ તેની પાછળ જોતો ઉભો રહેછે, બીજી બાજુએથી પુતલી આવેછે.)

પુતલી—(સામે જોયા વગર) શાપુરજી કયનાંન રીપઇને બોલાવી લાગો કે? (ફીરોઝને જોઇ) ફીરોઝ, હમણા હયાં શાપુરજી ઉતાની?

ફીરોઝ—હા, કાંય?

પુતલી—જરા એવણને મળવુંછ.

ફીરોઝ—(ગંભીરાઇથી) પુતલી, પુતલી, તું એ પોરયાનો ખ્યાલ નહિ છોડતી ? જો પસ્તાશે ! મેં હમણાંજ, હયાંજ, આય ઓરડામાંજ, એને ઘણોજ ભેદ ભરેલી રીતે કાંઇ બબડતાં સાંભળયોછ !

પુતલી—ફીરોઝ, જો આય હું તમુને છેલ્લી વખત કહુંછ, કે હવે તમે એવણ માટે જરાબી આરૂં તીરૂં બોલશો તો તમે જાણો !

ફીરોઝ—હું કંઇબી આરૂં તીરૂં બોલતો નથી, હું તો જે છે, તેજ કેહુંછ. એ માણસ મને કોઇ મોટા અપરાધમાં સપડાયેલો માલમ પડયોછ, મેં એના મોઢેથી બોલતાં સાંભળ્યોછ. (તેણી આગળ ગુઠણીયે પડી) જો પુતલી હજુબી મને કબુલ કર ?

પુતલી—ઉભા રહો હું જઇને એ બધું બાવાજીનેજ કેહુંછ !

(ગુસ્સાથી ચાલી જાય છે.)

ફીરોઝ—પુતલી ! પુતલી !

(તેની પાછલ અજાયેબીથી જોતો ઉભો રહે છે, બીજી બાજુએથી જર આવી લાગે છે. બેઉની નજર એક થાય છે. થોડો વાર બેઉ શરમીંદગીમાં પુતળાં માફક ઉભાં રહે છે, પછી ફીરોઝ તેણી આગળ જઇ તેણીનો હાથ ચુમે છે.)

ફીરોઝ—માફ કર જર, અફસોસ, તારા સાચા પ્યારને મેં નહિ સ્વીકારશો, અને જેનું મારી પર દીલ નહિ તેની પુઠે ભમ્યો; પણ હવે મેં મારી ભુલ જોઇ, માટે આશા છે, જે તું મને માફ કરશે!

(તેણી આગલ ગુઠણુમંડીએ પડે છે. તેણી તેને ઉઠાડી લેછે)

જર—માફ માંગવાની કંઇબી જરૂર નથી, હમેશાં માણસો દગલે ને પગલે ભુલ કરતાં આવેછ, ને તેમને અનુભવ મલ્યા પછીજ તેઓ પોતાની ભુલ જોયછ; પણ વહાલા ફીરોઝ, શું ખરેખર તમે મને ચાહોછ?

ફીરોઝ—હું સદાનો તારોજ છું, મારી વ્હાલી. હું દલગીર એટલાજ માટે છું કે તું મને આટલો બધો ચાહતીની જે મેં ઘણા લાંબા વખને જાણ્યુંછ, પણ એ હવે તું ભૂલી જા. ચાલ એક ગીત ગા કે દીલ શાદ થાય.

જર—કીયું ગાઉં?

ફીરોઝ—તારે ગમે તે ગાની.

## ગાયન ૨૦ મું.

(પ્યારી પ્યારી સુરતપે વારી કયસી પ્યારી બની મતવારી. (શાહ)

૨–છુપી નથી રહેતી સાચી મ્હોબત, તેનો છે આ દુનિયામાં ચમતકાર.
અરે એનો કેવો ન્યારો સણગાર—૨
૨–ઓ બાપ તારો છે શું આ ચીતાર
પાલનહાર, બક્ષનહાર, દુનિયાદાર, કિરદેગાર, દાતાર.
ઓ ખુદા તારો એજગેબી છે, પ્યાર, તાર, ઉગાર, દેખાડ દિદાર.

શેર—ઓ યજદાં તારો પાડ અપાર,
જગતનો તારનાર, દુનિયાનો ઝલેહદાર, બદીને મારનાર,
સાચને ઉચાર, જુઠને બાર.—ઓ ખુદા

(ગાયન પુરું થતાં દીન્યારજી આવી લાગેછે)

દીન્યારજી—અરે વ્હા! એરૂં બંધાનું ખરૂં કે! શાબાસ, શાબાસ, જુગી રહેજે દીકરા. ચાલો હવે તમો ચારે જણના લગન સાથેજ એક દહાડો ઠેરવીને કરી નાંખશું. આઇને જમશેદ મળી ગએલોજ, ને બાઇનેબી કામ મળી જશે. તું તારી ધારેલી મુસાફરીથી વ્હેલો હસ્તો રમતો પાછો ફર, કે આપરે વીચાર કરી નાખીયેં. લે આય બે કાગળ બી મેં મારાં સુરતના અને પુનાના ઓળખીતાંપર લખેલાં છે. એમાં તારા બાપ અરદેશર માટેબી જણાવેલું છે. પણ દીકરા તું એખશો કેમ જશે?

ફીરોઝ—મેં મારીસાથે આપણા તીરસ્મારનેબી આવવા જણાવેલું છે. (સાંમે નજર પડતાં) ઓ લેવો એજ આવેછ!

(તીરસ્માર આવેછે)

તીરસ્માર—સાહેબજી, બંદે નવાજ!

દીન્યારજી—કેમ, બેટા તીરસ્માર! શું ખબર?

તીરસ્માર—ખબર, તો ઘણી બુરી શેઠજી! આપણા ગામમા ચોરોએ દરોરો પાડયો. ગઇ કાલે રાતે ખુબ બંધલ મચી રહી, પેલા આનતુન કોલીનુતો તેઓએ સત્યાનાસ વાલી નાખ્યું, બધી પેટીઓ ફાડીને ઘરેણાં ગાંઠા જે કાંઇ હતું તે બધુ એ પીંઢારાઓ ઉઠાવી ગીયા!

દીન્યારજી—અરરર, એ વરી નવી આફત શું! સંભાળજે અં બચા! તારી બારી પર ધાર નહિ આવે!

તીરસ્માર—અરે શેઠ મને પુછે તેને જમ પુછે, પણ મને તો બીક લાગેછ, કે એ બદમાસો તમારાં આય આલીસાન મકાનની ખબર લીધા વગર હવાંથી જાય, એમ લાગતું નથી. વરી હવાં તમારાં આવાં મોટાં મકાન અને ગંજાવર વાડી છતાં કાંઇબી ચોકી પાહરા દીસતા નથી, એટલે તો તેઓ માટે સવલતા છે!

દીન્યારજી—ત્યારે તું એક કામ કર તીરસ્માર. તું હમણા જન અને તું હીરો અને બીજા બે ચાર માણસો હવાં આવીને આખી રાત ચોકીપર રેહો. હું ઘણું સારૂં ઇનામ આપશ.

**તીરમાર**—જેવો તમારો હોકમ, હું હમણાંજ જઈને એ માટે હીરા સાથે બંદોબસ્ત કરૂંછ. વરી પાછલી રાતમાં તો મને પીરોઝ શેઠ સાથે જવું પડશે, એટલે મારો સામાનબી સાથે લેતો આવસ કે હયાંથીજ ઉડાંગરી થાય. સલામ શેઠ.

(તીરમાર જાય છે, બીજી બાજુએથી, શાપુર અને પુતલી આવેછે)

**દીન્યારજી**—શાપુર, તીરમાર હમણાં એવી ધાસ્લી આપી ગીયોછ, કે આપણા આ નાનાં ગામમાં ચોરોએ દરોરો પાડયોછ. (શાપુર ચોંકેછે) માટે દીકરા તુંબી હયાં આવીને બે ચાર દહાડા રહે, મેં હયાં ચોકીપાહરા રાખવાનો બંદોબસ્ત કીધોછ.

**શાપુર**—તમારો ઉપકાર થયો, સાહેબ, પણ મને માફ કરો.

**પુતલી**—નહિ શાપુરજી એમ હુજત ના કરો.

**શાપુર**—ઠીક છે, ત્યારે આજની રાત હું હયાંજ થોભીશ.

**દીન્યારજી**—લેવો ચાલો હવે પેલા રંગારીની ખબર લઇએ. એનું નખ્ખોદ જાય એનું કયેતાંન રીપાઇને લાવી મુત્રો કે નહિ ?

(બધાં જયછે, ઓરડામાંની અગાસી ઉપરથી બહુ સાવચેતીથી ધનજી આવેછે)

**ધનજી**—(આસપાસ જોઇ) અહા, અંદર આયા તો ખરા. આય આપરા શાપુરજી શેઠનું સાસરૂં. બચો શાપુર શાપુર, એમ તે કાંઇ તું મને બસો ત્રણસો રૂપિયા આપી ખેરવસે, તે હું કંઇ ખરવાનો છેઉં ? તેં મારો ભાગ પચાવ્યો, હવે મારી વારી આવી. બસ આજે રાતે આય ઘેરમાં ફના ફાત્યો કરી નાખવાનો; પછી બસ મજાહી, મજાહ હય, મજાહી, મજાહ હયે !

### ગાયન ૨૧ મું ઇંગ્રેજી.

મય આફતકા હું પર કાલાહું (રાહ)

હું બદકારીનો દેવ છું, હું ઠગારીનો કેત્ર છું,
હું આરીનો છું, જારીનો છું, જખમ મારનાર કારીનો છું.

હું શયતાનોનો સરદાર છું, હું પાપોનો પરથાર છું,
હું બદીનો કેરદાર, ખારદાર, જેથી નેકોથી જરદાર છું

(ગાયન પુરૂં થતાં શાપુર અચાનક આવી લાગે છે, કે ધનજાને જોઇ એકદમ ચમકેછે)

**શાપુર**—ધનજા ! ધનજા ! તું હયાં ?

**ધનજો**—હા, મેહેરબાન, તમારી શોધમાં !

**શાપુર**—ઓ, દેવેનામ દેવ ! એકદમ હયાંથી ચાલી જા ! જા, બસ જા, નહિ વો તારૂં હમણા ખુન કરશ !

**ધનજો**—જરા, આસ્તે, આસ્તે એટલા બધા ઉશકેરાવાની કાંઇ જરૂર નથી.

**શાપુર**—પણ નખ્ખોદ ગીયા બોલી મરની પાછો તું હયાં કાંય આયો ? તેં તો મને વચન આપ્યું તું, કે ફરીથી હયાં તું પગ નહિ મુકશે ?

**ધનજો**—(થંડાઇથી) તે તે સાહેબ વાત એમ છે કે પેલા જે તમે ત્રણસો રૂપિયા આપયાતા તે અમીનાના જલસામાં છકેપો પર સબ ગુલ થઇ ગીયા. હવે આપરો જીવ પરયો ખાતો પીતો, તે એમ ફુત્યાં વગર ચાલે ? એટલે પાછા મારા જેવાજ બે પાંચ બીલોરોની ટોલીમાં સેવક જોડાઇ ગીયા ને, તે ટોલીએ પહેલ વહેલો હયાંજ ધામો નાખ્યો, એટલે મારેબી હયાં આવવું પડયું !

**શાપુર**—પણ ત્યારે હવે તું કહેવા શું માંગેછ ? તું હયાં કાંય હમણા છુપઇથી આયો ?

**ધનજો**—તે સાહેબ, તે ટોલીનો આય મકાનપર ખાટો મીઠો જીવ થયોછ, જેથી તેઓએ મને હયાં ચોરી છુપેથી સઘલી બાતમી લેવા મોકળયો.

**શાપુર**—ત્યારે શું તમે લોકો આય ઘેરમાંબી દરોરો પાડશો ?

**ધનજો**—એમ છે ખરૂં.

**શાપુર**—ક્યારે ?

**ધનજી**—આજેજ વરી ક્યારે, કાલે તો કદાચ હમે હયાંથી ઉપડીજી જાહએ. પણ કદાચ તમે કંઇ આપીને માંદવાલ કરાવો તો હમે આય ધેર કદાચ બાતલ કરીએ ખરા.

**શાપુર**—ધનજી, ધનજી, તું કેવો ક્રુર માણુસ છે, તારાં દીલમાં જરાબી દયા નથી. હું તુંને ઘડી ઘડી તે શું આપું ? પેહેલી વખતે મેં તુંને આપ્યું કે તું બીજી વખતે પાછો માંગવા આયો અને વરી હમણા પાછો તું નફ્ત થઇને મને સતાવવા આયોછ ? જો કાંઇ સમજ, મેં તુંને અગાઉનું કહયું તું કે મારાં લગન આ મકાનના માલેક ખાનસાહેબ દીન્યારજીની દીકરી સાંથે થોડાજ વખતમાં થશે, અને મને પલ્લાંમાં દસ બાર હજાર મલે એવી આશા છે ; જા, તું ફરીથી મને નહિ સતાવે, અને હયાં કદી તારો પગ નહિ મુકે એવી મને કબુલાત આપશે, તો હું ઘણી સારી રકમ આપી તુંને નવાજીશ.

**ધનજો**—હવે તે બધી પછીની વાત પછી, હમણા તમે શું કેહોછ, અગર હમણાને હમણા તમે એક હજાર તોલી દો તો આ કામ મારી ટોલી પડતી નાખે.

**શાપુર**—એક હજાર !

**ધનજો**—હા એક પાઇબી ઓછી નહિ, મારી સરદારી હેઠલ જો આ કામ થવાનું હોતે તો વરી હું કાંઇ ઓછું કરતે, પણ મારો સરદાર તેમ કરે એ લાગતું નથી.

**શાપુર**—અને જો હું નહિજ આપું તો ?

**ધનજો**—તો વરી ઘેર ફારવાનુંજ તો ?

**શાપુર**—એમ ! જા ત્યારે મારી તરફથી હવે એક પાઇનીબી તું આશા રાખતો ના. હુંબી હવે છેલ્લે પાતલે બેઠોછ. તારા મનમાં હોશે કે તું મને દબરાવી શકશે, પણ હવે હું કદી બીહવાનો નથી, તારે ગંમે તો મને ફસાવ, પણ યાદ રાખજે કે એથી તો તુંબી ફસશે !

(આજ પળે સીપતીનો અવાજ આવેછે. ધનજી ચોંકેછે)

**ધનજી**—હં ! મને બોલાવવાની વ્હીસલ થઇ ! ત્યારે તમે કંઇબી નક્કી સેવટપર આયા નહીં. હું તો મંકુ તમે રહાપર આવી જશો. હું તમારાં ઘેર જઇ ત્યાં તમે નહિ હોવાથી હયાં તમારી શોધમાં છુપેથી આવી લાગ્યો, કારણ મારી ખાતરીજ હતી કે હયાં તમે મળશોજ, અને મને તમને મળવું તુંજ; નહિ તો વરી તમે મને બદનામ કરો કે મને પૂછયા વગર તેં મારૂં સાસરૂં ઘેર ભાંજયું. હવે તો તમારી સલાહ લઇને હમે કામ કરિયેંછ, એટલે હમારામાંનું કોઇબી જોખમદાર નથી, લેવો સાહેબજી.

(ધનજી અગાસીની નાની ભીંટ કુદાવી ગેબ થાયછે, શાપુર તેને ઘણોક વાર શોકકારક રીતે જોઇ અફસોસ ભર્યા અવાજમાં બબડેછે)

**શાપુર**—ગીયો, બસ ગીયો, કંઇક મારામારી કરીને ગીયો, મેં તેને અમથો જવા દીધો ; પણ હું શું કરૂં ? કયાં સુધી એને પૈસા આપ્યા કરૂં ? કયાં સુધી એ દેવના પંજામાં રેહું ? અહા, એના પંજામાંથી છુટવાનો એકબી રસ્તો નથી. (થોડો-વાર વીચાર કરી જુસ્સાથી) રસ્તો છે, છે, અહા, કેવો વિચાર ! બસ આખીરનો એજ ઇલાજ, એજ, એજ ! (ગાંડો જેવો થઇ) બસ લોહી, લોહો, આજે રાતે હયાં લોહીની નેહેર ચાલશે ને હું સદાનો છુટો થવશ !

(જુસ્સામાં ગાયન ગાયછે)

## ગાયન ૨૨ મું. (ઇંગ્રેજી)

(ઝાંસુ ફાંસુ અબ દમમે સર કાટું છાટું મય અબ દમમે (રાહ)

મારૂં મરૂં આજ દીને, કીનો તેના ધડથી સરથી
ઉતારૂં દીલથી, તેના લોહીથી પડશે માથાં પરથી.—મારૂં
ખુન, ખુનને ખુનથીજ બસ લું.—૨
લોહીની નેહેરો, રંગથી ઘેરો, પડશે ચીશની શેરો—૨
તેનો સીનો, મારો કીનો—૨
આહા, આહા, ખંજર ચીરશે, તેનો દમડો રસથી બીડસે,
નાખી તેને છીદસે.—મારૂ.

(ગાયન પુરૂં થતાં દીન્યારજી, પુતલી, જર, બાઇ ને શીરોઝ દાખલ થાય છે. શીરોઝ શાપુર તરફ ધિક્કારથી જોય છે.)

**દીન્યારજી**—ઓહો શાપુર, કેમ કંઇ કુદીકુદીને આજે ખુબ લહેરમા ગીત ગાયછ ? કેમ લગનના સપના અત્યારમાંથીજ જોયેછ કે ? હં ! હં હું સમજ્યો ! છોકરાંઓપર કેમ તરાસ બેસાડવો તેનો તું (ચાલાકરી) એમ કુદી કુદીને અભ્યાસ કરતો હોશે. (સાંમે નજર પડતાં) ઓહો, પણ પેલું સામેથી એ લશકર કોણનું આવેછ ?

(તીસ્માર, હીરો, અને ચાર ફંરગા કોલીઓ બાંબુના સોતા લઇ લશકરી ધપ પ્રમાણે કવાએત કરતા દાખલ થાય છે. તીસ્માર બધાંની આગલ ચાલેછે, તેના હાથમાં એક કીતાઇ ગયેલી તલવાર છે, હીરાના હાથમાં એક જુની પુરાની બંદુક છે, ને સદરાની કસ્તીએ એક ભાંગી તુટી તલવાર લટકાવી છે. તીસ્માર બધાંને લશકરી કવાએત સીખાવે છે, ને 'હોલ્ત' બોલતાં બધા લશકરી ઢપ પ્રમાણે ઉભા રહે છે)

**દીન્યારજી**—વ્હા, વ્હા, પલતનતો ઠીક બનીછ ! તીસ્માર, તું હજી પલતનમાંજ રહયો હોતેની તો અત્યારે તો કમાનડર થતેજો ! વારૂં ચાલો આજે રાતે આપંરે નંચિતાઇથી ઉંઘાસું.

**હીરો**—અરે હેઠ, તમે તમારે મજેહથી ઉંઘાઇ રહેજો, હમે એવી ચોકી કરીહું કે ઘેરમાં એક બીલારૂંબી આવવા નથી પામવાનું.

**તીસ્માર**—અરે, આય મારી તલવારથી આજે હું ખુના મરકી કરી મુકસ, એકજ ઝટકે ધડ વીસ ફીટ દુર ઉરાડી દેવસ.

**હીરો**—ને આવ મારી બંદુક એવી છે કે એકજ બારમાં બાવીસ માણુસ ચતાંપાત થઇ જાય.

**દીન્યારજી**—ઠીક છે, ઠીક છે, તમો બહાદુરી દેખાડશો તો હું ઘણું સારૂં ઇનામ આપશ ; લેવો ચાલો હવે રાત થવા આવી. હવે પાછા પેલા રંગારીના ઘેરની ખબર લઇ આવ્યે. જોઇએ કયેતાંન આવી મુવો કે નહિ. એ રંગારીને તેનાજ

ઓરડામા પુરી લઇ બહારથી તાળું મારેલું છે એટલે ફીકર નથી.

(બધાં જાય છે. તીસ્માર, હીરો, અને ચાર ફરંગાઓ જમીનપર બેસેછે. ધીમે ધીમે સાંજનું અંધારૂં થાય છે)

**તીસ્માર**—બચા હીરા, કાલે તો હું તારેથી છુટો પડસ, હુંબી ફીરોઝજી સાથે જનાર છું, બચા મારાં ઘેરની સંભાળ રાખજે હં ને મારી બીલાડીનેબી સાચવસે કેની ?

**હીરો**—નારે બાપા, તે રાંડને કોણ રાખે, તે લોકોનું ખાઇ પી આવે ને લોકો મારે ત્યાં મરાવા આવે, એ ઝઘડો કોણ ચુકવે, પેલા પીન્ટો પાંઉવાળાના એ પાંઉ ખાઇ ગઇ ને પછી તેને તારી હાથે વીઝોડું લીધું તે તુંને યાદ છેની ?

**તીસ્માર**—અરે તેનું શું થયું. એ પીન્ટો સાથે તો મને બીયાબારૂં હતું, એટલે તેથીતો હું ખુશીજ થયો એમ તો એ અનટુન કોલીની તે દહાડે માછલી ચોરી લાવી તી, પણ એ અનતુનજ તારી સામેજ તાડીની દુકાન ખોલવા માટે કુદી રહયો તો, તે ભુલી ગયો કે ?

**હીરો**—વારૂં, ત્યારે હું મારી જીલુને પુછીને જોવસ; પણ લાવ હયાં નાક સુકાયછ, પેલી કબાતમાં જોની બબાની બાતલી બાતલી છે ?

(તીસ્માર કબાત આગલ જઇ તે ઉઘાડી અંદર બાતલી શોધેછે અને દારૂની બાતલી લઇ આવેછે)

**તીસ્માર**—આબે હયાત હાત લાગું તો ખરૂં. (સુંઘીને) ઓહો બીરાનડીન છે !

**હીરો**—અરે લાવરે, લાવ, મારૂં નાક ગરી ચાલ્યું !

(તીસ્માર પીને હીરાને આપેછે. હીરો પીને કોલીઓને આપેછે)

**હીરો**—લેરે એ ગેપાંઉ, તમેબી થોડો થોડો પીઓ. ચાલ તીસ્માર હવે જોઉં એક ઘણું સરસ ગીત ગા ?

**તીસ્માર**—ગાયન વગર શરાબ પીવો હરામ છે.

## ગાયન ૨૩ મું.

(રાહ) હેતવંતા પિતા તણી, મળશે ફ્રિકી ઘણી યાદ ભુલે મન માયજી)

ખુશ રંગી શરાબ, બના દેવે નવાબ,
પીનેમે સવાબ, અગર સાથ જો કબાબ—ખુશ.
શરાબ પીના હરામ હયે, અગર સાથ ન હોવે રંગ બાઝી
શરાબ પીના હલાલ હયે, અગર સાથ જો હોવે જંગ બાઝી.
૨—એ આબકુ પયેદા કરનેવાલેકુ યા પરવર તું બેહેસ્ત દેના,
૨—ઇસકી ઉપર તેકસ દાલને વાલેકી મીતી તું ખરાબ કરના.
શરાબ પીયો શિતાબ, ઓર દેખો ખવાબ, ઉસકી લેહેઝતકા જવાબ દોગે, હોકે બેતાબ.

(તીસ્માર ગીત ગાય છે, હીરો તાલ આપીને નાચેછે, બધા કોલીઓબી માચેછે. દારૂ પીવાનું બધા ચાલુજ રાખેછે, જેની અસરથી ગોયન ખલાસ થતાં બધા સુઇ જાય છે. રાતનું અંધારૂં થવા માંડે છે. સઘલું શાંત થતાં થોડે વારે શાપુર સુવાના પોશાકમાં ફગલાએલા જેવો હાથમાં પીસ્તોલ લઇ સાવચેતીથી આમ તેમ જોતો આવેછે)

(શાપુર ઘણા ધ્રુજતા અવાજે ઘણુંજ શોકાતુર ગીત ગાય છે)

## ગાયન ૨૪ મું. ઇંગ્રેજી.

*Valse Espagnole.*

રાહ (એ ગુલ ઓર બુતા મીઠી ઓર પાંની ફાની હએ ફાંની)

આય ખુની જાુની (પીસ્તોલ દેખાડી)
હું; દીલથી જનુની (પોતાને દેખાડી)
બેઉ કરશું કરૂની
તેના દિલમાં થશે બહુ ધ્રુની
એ છે બસ, મારો બસ, છેલ્લોજ રસ્તો
સંભાલથી, સંભાલથી, રખે ફસ્તો—૨

(આસપાસ બીકથી જોઇ)

શાપુર—(ધ્રુજતે અવાજે) અહા ! કેવી શાંત રાત ! કેવી કાલી બીહામણી રાત ! આકાશપર એક તારોબી નજરે પડતો નથી કે નથી પવનનો સુસવાટો માલમ પડતો ! બધું શાંત છે, બધું ગોરસ્તાન માફક શાંત છે; અહા, અને બાર વરસેબી તે વખતે એવુંજ શાંત હતું, જાણે હમણા હું તેજ કામ કરતો હોઉંની ? અફસોસ, આ જીંદગીમાં કેટલી હાદમારી ખમવી પડેછે ! કેવાં પાપો કરવાં પડેછે ! ઓ પાપ, પાપ, મેં એક વખત તો કીધું, ને હવે પાછું કરૂં ? નહિ, નહિ, ઓ જીવલેણ હથિયાર મારો પીછો છોડ. નીકલ હંઇથી, દુર થા ! (પીસ્તોલ નાખી દે છે થોડોવાર ચુપ રહી પીસ્તોલ પાછી ઉંચકેછે) પણ એ શિવાય બીજો છુટકો શું છે ? ધનજી મારે હાથે મરવો જોઇએ, યાતો મારે મરવું જોઇએ; અહા, અને તે આજેજ મરવો જોઇએ, આજના જેવો લાગ હવે કદી આવશે નહિ. તે હયાં ચોરી કરવા આવશે ને હું તે બહાનામાં એને ખુશાલ ઠાર કરશ !

(એક ધીમી સીપતીનો અવાજ સંભળાય છે, જેથી શાપુર દીવાનખાનામાંના એક કોચ પાછળ છુપાય છે. થોડો વખત રહી બે કાળા પોશાક પહેરેલા શખસો ધીમેથી અગાશી ઉપરથી આવેછે. તેઓ કબાત આગલ જઇ તે ખોલવામા રોકાય છે, એટલાં શાપુર પોતાની છુપાવાની જગ્યામાંથી બહાર નીકલી આવી તે બે શખસોમાના એકને ધનજી સમજી તેને ગોલી મારે છે. તે શખસ પટકાઇ પડેછે, પણ ગોલી તેના હાથનેજ લાગેલી હોવાથી પાછો તે ઉઠી તેના ગોઠીયાસાથે ન્હાસી જાય છે. પીસ્તોલનો અવાજ થયાથી દીન્યારજી પુતલી, જર, બાઇ, રીરોઝ ઉંઘાએલાં બીછાનામાંથી ઉઠી રાતના પોશાકમાં દોડી આવેછે, તેમજ તીરમાર હીરો અને ચાર કોલીઓ ભડકી ઉઠેછે. શાપુર દગાએલો દેખાય છે. બધાં તેને અજાયેબીથી જોયછે ધીમે ધીમે ડ્રોપ પડેછે.)

**તાબ્લો.**

**અંક બીજો સમાપ્ત.**

# અંક ત્રીજો. પ્રવેશ પહેલો.

## પેસી પેન્ટરનો સ્ટુડયો.

(વખત પાછલી રાતનો. સ્ટુડયોમાં થોડુંક ફરનીચર અને પીકચરો માલમ પડેછે. સામ સામે ત્રણ કોચ મુકેલા દીસેછે, જેમાંના એક પર દીન્યારજી, બીજાપર ફરામરોઝ અને ત્રીજાપર જમશેદ સુતેલા દીસેછે)

**દીન્યારજી**—(ઉંઘમાં) અરે, સીપાઇ ! સીપાઇ ! મેરી જોરૂકુ ઉઠા ગયા !

(ફાર મંડવા જતાં ઉઠલાઇ હેઠે પડેછે, ને જાગી ઉઠેછે)

હેં ! હું હયાં કયાં ? એ આય કે.ચપર મને કોણે નાખ્યો ! કંઇ મુવેલો ધારીને સચકીને તો નથી મુંકયો ?

(આજુ બાજુ જોયછે)

એ આય લોકો કોણ સુતાછ ? એનો ફરામરોઝ ને જમશેદ છે ! (યાદ કરી) બરાબર, પેલો બદમાસ પેન્ટર કાલે સાંજે મારી દીકરીને ઉઠાલી ગીયો, ને તેની પુઠે ધરી આવી હયાં આપરે ધામો નાખ્યો, ને હયાંજ સુઇ ગયા.

**જમશેદ**—(ઉંઘમાં) મારી વ્હાલી ! મારી પ્યારી !

(ફાર મંડવા જતાં ઉઠલાઇ જાયછે. અવાજથી ચોંકી ફરામરોઝબી ચમકી ઉઠેછે.)

ઓ બાપરે એ શું ?

**દીન્યારજી**—(તકારથી) એ શું ને બું ! તમારી વ્હાલી ને પ્યારીતો (આંગલી કરી) પેલા ઓરડામાં કેદ છે.

**જમશેદ**—(આંખ ચોલી) બરાબર ! ગઇ કાલે સાંજે આપરે પેલા બદમાસ પેન્ટરને તમારી દીકરીને પેલા ઓરડામા બંધ કરી આય ઓરડામાં જતાં જોયો હતો. તમે અંદર ધસી જલા ગીયા ત્યારે—

**દીન્યારજી**—હા, તે બોલ્યો કે 'બુઢા ધયેરા એક પગલું વધારે ભરસે તો આંટરડાં કહાડી નાંખસ. એમ બોલી તેને દરવાજે ઢાંકી

દીધો હતો. અને પછી આપરે બહારથી આય બારણે તારૂં મારી તેનેજ કેદ કીધો; પણ પેલો કયેતાંન કાલ સાંજના સાત વાગેનો ફોજદારને બોલાવવા ગીયોછ તે હજુ કેમ નહિ આયો?

જમશેદ—નખોદ ગીયો તો કેહેતો ગીયો તો કે તેની ગોવેની સપાટ નવી હોવાથી પગમાં આંતન પડયુંતું, ને ચલાતું નહિ હતું. એથી એને ચાલીને જતાં વખત લાગ્યો હોશે.

દીન્યારજી—(ચીડડાઇ) પણ હયાં તે કેટલો વખત પડી રહિયેં? રાતે વરી આપરા ઘેરમા ચોરો પેઠા પરિયાતા આખી રાત આય કોચપર સુતાં કમ્મરનો કાંઠો અરી ગીયો છ.

(આસપાસ જોઇ)

ત્યારે આય પેલા રંગારીઓનો ઇસતુડયો કેહેછ તે કે? પણ હયાંતો કંઇ રંગના તપીલાં કે કપડાં તો દેખાતાં નથી? (આજુ બાજુ જોઇ) આય શું કંઇ રંગેલાં લાકડાંના તુકડા માલમ પડેછ!

જમશેદ—આય તો કોઇ લડાઇનું પીકચર છે!

દીન્યારજી—(તે તરફ જોઇ) હા. એ પેલા શિવાજીના વાઘનખનું હોસે? આય ખંજરનો આકાર સુકી કોલગીના જેવો વાંકો ચીતારવો જોઇનોતો. અસલના વખતમાં તો તુર્યાં જેવાં વાંકાંજ ખંજર ઉતાં!

(બારણું ઠોકાવાનો અવાજ સંભળાયછે)

પેસી—(અંદરથી) કેમરે બુઢા? ઉઠયોછ કે? લે ઉઠી જા સવાર થઇ!

જમશેદ—(દીન્યારજીને) એ ઉઠયોચ હું!

દીન્યારજી—(બારણા આગલ જઇ) કેમરે શું માંગેછ?

પેસી—(અંદરથી) મકું રાતના બરાબર ઉંઘ આવીતી કે? કોચની ગાડી ખુતી હોસે?

**દીન્યારજી**—નખ્ખોદ ગીયો તો જાણે બારમા આયોછ! (તેને) મકું હવે મારી છોકરીને મુંગા મુંગા હવાલે કરવુંછ, કે સાત વરસ ભરી આવવુંછ, બચ્ચા તારી પર અસતરી હરણ કરવાનો ચાર્જ લાગુ પડશે! મેં ફોજદારને બોલાવી મંગાવ્યોચ!

**પેસી**—(અંદરથી) રાધોબા જમાદાર આવે તો ઘણું સારૂં, એ મારો દોસ્ત થાય. એ પાંચ જાતી દેશું. વરી મારીપર હરણ કાપવાનો ચાર્જ લાગશે નહિ, કેમકે હું તો તમારી છોકરી સાથે પણવા માંગુંછ.

**દીન્યારજી**—(ગુસ્સાથી) તુંને મારી દીકરી આપું તેના કરતાં તો મારો કયેતાંન લાખ દરજ્જે બેહેતર. યા તો કોઇ આરબ ગોલામના વેપારીને લોંડી તરીકે વેચી નાંખું, પણ તુંને નહિ આપું. તારૂં થાય તે કરી લે!

**પેસી**—(અંદરથી) વારૂં પણ હમણાં તો આય દરવાજો ઉઘાડો, મારે દહાડી બોરવીછ, ને અસતરી તમારા ઓરડામાં છે! હું ખરેખરૂં કહેવુંછ, અમે તો તમેંજ દહાડી બોરજો?

**દીન્યારજી**—પહેલાં મારી છોકરીના ઓરડાની ચાવી આપ, તો પછી તુંને બોલું.

**પેસી**—(અંદરથી) અરે બુઢાજી, ફીકર ના કરો. જ્યાં મેં એને કેદ કીધીછ, ત્યાં મજાનો ઘોલ્યો છે જેપર એ બીચારી નીરાંતે પહોડી હોસે. હવે તમે મુંગા મુંગા દરવાજો ઉઘાડો, નહિ તો હું આખાં ઘેરને આગ લગાડુંછ. મારી પાસે ગન પાઉડરની હાજર છે!

**ફરામરોઝ**—(ગભરાઇ) અરરર એતો આગ લગાડેછ! એનીપાસે ગન પાઉડર હોવોજ જોઇએ, કેમકે લડાઇના પીકચર પાડનારાઓ દારૂ ગોલો સલગાવીનેજ ફોટો ગલાસ પાડીસેછ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) એનું નખ્ખોદ જાય કયેતાંનનું બાર કલાક થયા ફોજદારને બોલાવવા ગીયો તે હંજુ શું કરી મરતો હોશે?

**જમશેદ**—એની નવી ગોરેની સપાતથી સજજડ આંતણુ પડયું હોશે!

(કયતાંન લંગડાતો લંગડાતો હાથમા સપાટ લઇ દાખલ થાય છે, ને નીચે બેસી જાય છે)

**કયતાંન**—અરરર ! ચલતે, ચલતે, દમ નીકલ ગીયા !

**દીન્યારજી**—(તેની આગલ જઇ) કયું રે કીતના વખત લગાયા ? ફોજદારકુ લાયા કે ?

**કયેતાંન**—(ધીરેથી) હાં લાયા.

**દીન્યારજી**—કાંહાં હયે ?

**કયતાંન**—વો નીચુ ગતર દેખતા હયે.

**દીન્યારજી**—(અજાએબીથી) ગતર તપાસ્તા ? કયું ? કયા ગતરમેં મેરી છોકરીકુ સમજતા કયા ?

**કયતાંન**—વો હમકુ માલુમ નહિ. વો બોલા પહેલા ગતર દેખકર સાફ કરના ચાહીએ.

**દીન્યારજી**—તો કયા ગતર માસ્તરકુ લે આયા કે ?

**કયેતાંન**—તો ફીર કયા કરતા ? આપણા ફોજદાર ઘોડુ, કલ રાતકુ શિવા ધોબીકા જોરૂકા લગન હોના ઉસમે ગયાતા, ફીર મય સારા રાત ઉસકા વાર દેખકે ઉસકી જોરૂકી સાથ બાત કરતે કરતે બેએઠા રહયા. હમ લોક સારા રાત આધી આધી રખકે પીસની કોટ ખેલા ઓર મયે પોણે બારા આના ગુમા દીયા. ફજેર હુવા તોબી વો આયા નહિ, ફીર ઉસકી જોરૂને હમકુ બોલા એ હમારા ભંગીકુ અબી તો લેકે જાવ વો ચોર બોરકુ ભગા દેગા ઇતનેમેં મેરા હોસઓાંન આયેગા, ફીર મયે ઉસકુ લે આયા !

**દીન્યારજી**—(ગુસ્સાથી) મુત્રા તુંમ કામ કા કરતા !

**કયેતાંન**—(ગુસ્સાથી) દેખોરે શેઠ, તુમ અએસા ગાલી મત દો ! તુમારા કામકે લીયે મયેં પોણુા બાર આના હાર ગયા !

**જમશેદ**—(ગુસ્સાથી) જાવ, જાકે નાસ્તા હયાં લે આવ !

**દીન્યારજી**—વ્હા, વહુ કેદમા પરીછ ને એવણુને નાસ્તો જોઇએછ ! (તેને) ઇટ ઇઝ નો રૂલ !

**કયતાંન**—ચે, હયાં કએસા ખાયેગારે ! તુમ લોક સબ જાવ હમ હયાં ચોકી કરતા હયે. કયા હમણી ઉસ્કુ લેકે ભાગ જાયેગા કે ?

**દીન્યારજી**—જાવ, જાવ લે આવ !

(કયેતાંન જાય છે)

**ફ્રામરોઝ**--(જમશેદને બાજુએ) આય તો બધો ધોંતાલો વધતોજ જાયછ ? કેમ તારી પછ્વારે ખરચેલા રૂપિયા વસુલ થશે કે નહિ ? આય બધી કોથલીઓ અમથી ગજામા પડી રહીછ ને ? (ખીસાંમાંથી કોથલીઓ કહાડેછે)

**જમશેદ**—(તેને) અરે, અરે ! કાકાજી એ શું વરી ઘેલાં કહાડોછ ? કોથલી મુકી દેવો, પેલો ધાંખરો જોઇ મરશે !

**દીન્યારજી**—(શોકથી) મારી દીકરી, દીકરી. અહા એ મુંજીનો ટોટોજ પીસી નાંખું (બહુ ઝનુનથી) આઇલ ફાયર બોમ્બ શેલ, એન્ડ ગોટ હીમ પીસીસ !

**જમશેદ**—અરે બાવા, બાવા, જરા ધીરજ ધરો !

**દીન્યારજી**—ધ્યેરા સસરાજી કહે !

(કયેતાંન એક ત્રેમાં ચાહેના કપ પાંઉ માંખન વગેરે લઇ આવેછે)

**જમશેદ**—(ચાહેનુ પ્યાલુંને પાંઉ જુતાવી લઇ) અરે, હયાં લાવ તો મને ભુખે ભુખે ફેર આવેછ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) હુઉં ! મારા સાહેબ જ્યારે તમાંરી ધારેલી આફતમાં છે, ત્યારે એમ તેને ભુલી જઇ લાગલુ ખાવા પડી જવું એ, ઇટ ઇઝ નોટ એતીકેટ. લાવો મને આપો.

(ચાહેનુ પ્યાલુંને પાંઉ તેના હાથમાંથી લઇ લેછે)

**ફ્રામરોઝ**—મારા સાહેબ ! જ્યારે તમારી દીકરી કેદમાં છે ત્યારે એમ ઝપાટામાં ખાવા પડી જવું એ ઘણું શરમ ભરેલું છે. લાવો મને આપી દો.

(ચાહેનું પ્યાલું ને પાઉં તેના હાથમાંથી જુટાવી લે છે. દીન્યારજી બીજું કપ બનાવી ખાવા બેસે છે.)

**દીન્યારજી**—(મોઢાંમા પાંઉ ચાવતાં ચાવતાં) વ્હાલા જમાઇ, જો તું મારો સસરોજ થવા માંગતો હોય તો એકબી પળ ગુમાવ્યા વગર લાગલો દોર ને કોઇ સીપાઇ કે જમાદારને હયાં બોલાવી લાવ.

(કયેતાંનને જોય છે કે જે ત્રેમાં મુકેલી ખાનની બરણીમાંથી હરૂસેથી ખાન ખાય છે.)

જો, જો પેલો બદમાસ જોયો કે! (તેને) એ કયા કરતા યુ પીગસ ચાઇલ્ડ?

**કયેતાંન**—(બરણીમાંથી ઝટ હાથ કહાડી લઇ) છેરે કુછ નહિ, ફીર દાંત બોટ દુઃખતા ઉસગે જરા ખાન રખતા હું!

**દીન્યારજી**—જાવ નીકલો હયાંસે !

(કયેતાંન જાય છે)

(જમશેદને) તેરે સસરા જલદી વેક દોર.

**જમશેદ**—હા, લાવો હું જાઉં છ, મને આય દુધનો જગ ને પાંઉ લેઇ લેવા દેવો. હું રસ્તામાંજ નાસ્તો કરશ. (પાંઉ ખીસાંમાં મુકી દુધનો જગ હાથમાં લઇ, જાય છે.)

**દીન્યારજી**—(તેની પુઠે જોઇ) અહા! કેવો એનરગેટીક! એતે સસરો, અરે જમાઇ.

**આઇ**—(બારણું ઠોકી અંદરથી) બાવા! બાવા! તમે છેવો કે?

**દીન્યારજી**—(ચોંકીને) મારી દીકરીનો અવાજ! ગરીબ બચું ભુખું દાંસ થયું હોસે. આય બારણાની ફાટમાંથી પાંઉની કાટરી અંદર જશે કે? (બારણા આગલ જાય છે)

**આઇ**—(અંદરથી) બાવા, બાવા, હયાંનો કોઇ દરવાજો દેકેછ!

**દીન્યારજી**—નહિ દીકરી! તારો બાપ હયાં સાવચેતીથી ચોકી કરતો ઉભોછ !

**આઇ**—(અંદરથી) પણ બાવાજી હયાં તો બીજોબી દરવાજો છે?

(અંદરથી બારણું ઠોકાવાનો ધીમો અવાજ આવે છે.)

**દીન્યારજી**—(અજાયેબીથી) બીજે દરવાજે ?

**બાઇ**—(અંદરથી) હા, કોઇ બારણાનો અદગરો ભાંગી નાંખેછ !

**દીન્યારજી**—કોઇ કોણ ?

**બાઇ**—(અંદરથી) પેલો મુવો પેન્ટરજ હોસે તો !

**દીન્યારજી**—પેન્ટર !

(તેના દરવાજા આગલ જાય છે, અને તે ખીસાંમાંથી ચાવી કહાડી ખોલે છે)

(અંદર જોઇ) ઓ તતારી ! એ તો હયાં નહિ મળે ! આવ શું હયાં એક દાદર છે, જે પરથી એ ઉતરી આય ઓરડા આગળ આયો હોસે. હવે શું કરીયે ? એ મારી દીકરીના ઓરડામાં ધસી જઇ એની ગલચી બલચી ભચડી નાખસે !

**ફેરામરોઝ**—આપરે આય બારણાનો અદગરો ભાંજી એણીને બહાર કહાડયે ?

**દીન્યારજી**—હા, વેકો જલદી કરો (અંદર જોઇ) નખોદ ગીયો કયેતાંન નહિ મળે (બુમ પાડી) કયેતાંન ! કયેતાંન ! નહિ મલે; પાછો આપરાં ઘેરે જતો રહયો હોશે. પુતલી, જર, ને બાઇ તો હજુ સુતેલાં હોસે, ને શાપુરજી હજુ ઉઠયો નહિ હોસે. ગઇ રાતે ચોરોની ગરબરને લીધે બધાં મોડેથી સુતેલાં. ફીરોજ તો સ્તેશનપર ઉપડી બી ગીયો હોસે ! કોઇ નહિ મળે ! હવે શું કરૂં ? ઉભા રહો (ટેબલપર જોઇ) લેવો આય કાંતા, ચમચા, ને છરીઓ હયાં પડેલી છે. જોઇએ એથી અદ ગરો ભાંગેછ !

(બંને ટેબલપર પડેલા કાંતા, ચમચા અને છરીઓ લે છે અને તે વડે અડગરાના ઇસ્કોરૂં કહાડવા મંડે છે.)

**બાઇ**—(અંદરથી) પપા, પપા, દરવાજો બધો ભાંગી ગીયો !

(અંદરથી દરવાજો ભાંગવાનો ધીમો અવાજ આવે છે.)

**દીન્યારજી**—(ફેરામરોઝને) વેકો, વેકો, મારા સાહેબ દહાડામા દસ વખત જો ભરોછ, ને એમ શું કરોછ ? આય ઇસ્ક્રુ કીસમીસ, પીસ

પીસ, મકું દીસમીસ વગર નીકલવાનાં નથી. દીસપીસ! દીસ પીસ. પીસપીસ, કોઇ હમણા આપે તો સો રૂપિયા રોકડા.

(બધે ગાંડાં ઘેલાની કાણી દોડે છે, ને ઓરડામાનું ફરની ચર ઉંધું ચતું કરે છે. એક કબટ ઉંધી કરતાં તેની હેઠેથી દીસપીસ મળી જાય છે.)

**દીન્યારજી**—(ખુશી થતાં) અહા! મીસ, મીસ, મળી ખરી! હવે આવ બચા!

(દીસપીસ લઇ બારણા આગળ ધસે છે ને તે વડે ઇસ્કોરૂં ફેરવે છે.)

**આઇ**—(અંદરથી) બાવા, બાવા, બારણું ભાંગી ચુકું હવે એ મને વરગી પડશે!

**દીન્યારજી**—ખબરદાર! દીલને હાથ લગાડવા ના દેતી? તારી આગલ આવે કે તેની આંખમા આય તપકીર છાંતજે. લે આય દાબડી?

(ખીસાંમાંથી તપકીરની દાબડી કહાડી બારણાની ફાટ-માંથી અંદર ખોસે છે. જે પછી પાછાં દીસપીસ વડે ઇસકોરાં કહાડવા મંડે છે. ફરામરોઝ તેને મદદ કરે છે. અંદરથી બારણું ભાંગવાનો અવાજ આવે છે. એકાએક ઇસ્કોરાં કહાડી નાખેલાં હોવાથી અદગરો ખેંચી કહાડી દીન્યારજી બારણું ઉઘાડી નાખે છે. આઇ ઓરડામાંથી ધસી આવી તેને વળગી પડે છે)

**આઇ**—(તેને વળગી પડતાં) ઓ, બાવા! બાવા! હું બે શુધ્ધ થઇ જાવું છ.

**દીન્યારજી**—(તેણીને કોટી કરી પતાવતાં) ના થા, મારી દીકરી ના થા.

(પેસી હાથમાં ભાંગેલો અદગરો લઇ તેજ ઓરડામાંથી ધસી આવે છે.)

**પેસી**—(ગુસ્સાથી) કેમ મારા સાહેબ! મારૂં બારણું ભાંગવાની તમુંને શું સત્તા?

**દીન્યારજી**—(ગુસ્સાથી) હરામખોર! વધારે બોલશે તો તારૂ માંથુંજ ભાંગી નાખસ! ચાલ હટ બાજુએ!

(આઇની સાથે બહાર જવા કરે છે, પેસી વચ્ચે પડે છે.)

**પેસી**—જ્યાં સુધી તમે તમારી દીકરીનો હાથ મને આપશો નહિ ત્યાં સુધી તમારાથી હયાંથી હઠાસે નહિ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) તુને પોલીસને હવાલે કરયા વગર હયાંથી જવાની મારી જરાબી મરજી નથી. (ઝનુનથી) દામીજ! તારેથીજ હયાંથી નહિ હઠાસે! તારૂં નખ્ખોદ જાય તારૂં! તું આવતો જતો મરે!

(એક ખુરશી પર બેસે છે. પેસી તેની બાજુમાં બેસે છે. આઇ તેઓ આગળ વિચારમાં ઉભી રહે છે, ફરામરોઝ તેઓ પાછળ ઉભો રહે છે કયેતાંન આવે છે)

**કયતાંન**—(તેઓને સ્થીર હાલતમાં જોઇ) એ કયા રે! કયા ફોટુગલાસ પરાનેકુ અયેસા બએઠા કયા? વ્હા! અભીતો વ્હો તુમારી જોરૂકુ ઉઠા ગયાતા, અબી ઉસકી સાથ ફોટુગલાસ પડાનેકુ બએઠા! છે! એ કયારે? ઘડીકમે લરતા ઘડીકમે હસતા!

**દીન્યારજી**—(ગુસ્સાથી ઉઠી) તો તારા બાપનું શું નખ્ખોદ ગીયું? તું તારૂં કામ કરી મરની! પણ આપરી બકરીઓ હજુ ઉઠીઓ નથી કે? અરે મકું તારી દીકરીઓ મારી બૈરીઓ, બુચીઓ, બાઇઓ. હુંઉં, બધો ગભરાઇ ગીયોછ કંઇ સુજ પડતું નથી. જા તેઓને બોલાવી લાવ. કેહેજે કે અસતરી હરણ થયુંછ. સમજ્યો કે એટલે શું તે? વાઇફ ફસેડ ઓરત ભાગ ગીયા, છટ, જોરૂકુ ઉઠાગીયા! બસ તું તારે એમજ કેજેની મકું જે શું જો? (વિચાર કરી ચીડડાઇ) બસ એમજ કેજે કે આઇમાય પેલા રંગારી સાથે નીકરી ગેઇ. હા, ને શાપુરજીને બી બોલાવી લાવજે. ચાલ જા જલદી.

**કયેતાંન**—બોત અચ્છા, અમ કહેગા કે આઇમાય (આંગલી કરી પેસીને દેખાડી) ઇસકું કહારી ગીયો.

(જાય છે.)

**દીન્યારજી**—(ગુસ્સાથી પેસીને જોઇ) હવે બચા તારો ઘાટ ઘડુંછ! (અંદર જોઇ) સીપાઇ કોણ જાણે કેહેરે આવી મરસે? ગામમાં એક સીપાઇ નહિ મલે! વોટ ન્યુસંસ!

**પેસી**—(બે દરકારીથી) તમે સીપાઇને બોલાવી ને શું કરોછ?

**દીન્યારજી**—(તેની ખીચ પાડી) સીપાઇને બોલાવીને શું કરોછ? તુંને પહોંચાડવાજ તો! બુબખ! તું જાણેછ કે તેં અસતરી હરણ કીધુંછ તે?

**પેસી**—(હસીને) અસતરા વરે હરણ કાપ્યું? એ શું બકોછ?

**દીન્યારજી**—(ખીચ પાડી) શું બકોછ? દીવાના! ઓરત હરણ, વાઇફ એબોડકટેશન, સ્ત્રી ઉઠાવી લઇ જવું. તારી પર બહુ મોટો ચારજ લાગુ પડશે! છેક પાર્લ્યામેંટ સુધી લડું તોજ ખરો!

**પેસી**—(થંડાઇથી) લડીને શું કરશો?

**દીન્યારજી**—(ખીચ પાડી) લડીને શું કરશો? બાવાનો બુચો બોલ્યો! (ગુસ્સાથી બુમપાડી) અરે બટંબે મોકલાવસ, બટંબે! કારાંપાણી! ત્રાંસ એટલાંન્ટીક ફોર લાઇફ!

**પેસી**—(થંડાઇથી) વ્હા! તેથી તો ઓરબી મજાહ પડશે!

**દીન્યારજી**—(ખીચ પાડી) શું મજાહ પડશે! કંઇ તારૂં ભેજું એજું છે કે નહિ?

**પેસી**—પણ તમે મને બટંબે તો મોકલાવશોની?

**દીન્યારજી**—હાજતો વરી!

**પેસી**—(ઠંડાઇથી) ઠીક, ને મને બટંબે મોકલાવા માટે તમુંને કોરટમાં જવું પડશે! કંઇ કોરટમાં જયા વગર તો તમારેથી મને ખારવાઓ પાસે ધરાવી વ્હાણ પર ચઢાવી દેવાયજ નહિ? હવે તમે કોરટમા જશો તો તમુને બધું માંડીને કહેવું પડશે ને એથીતો તમારી છોકરી હલકી પડશે, જેથી એ બીચારીને કોઇ લેશે નહિ ને છેવટે તમે એને મનેજ પહેરાવા છેક બટંબે લઇ આવશો, ને સાથે વરી એક મોબેદને બી લેતા આવશો, જે હમને બંદરખાનામા પરણાવશે, ને તમે ત્યાંના કેદીઓને લગનની ચીઠીઓ મોકલાવશો, જેઓ હમને માન આપવા આવશે, ને મીજલસ સોભાવસે, ને——'

**દીન્યારજી**—(ગુસ્સાથી તેને મુંગો રાખી) હવે મુંગો મરેછ કે નહિ?

પેસી—(થંડાઇથી) ને વરી હું કોરટમા કેહેવસ કે તમારી છોકરીજ મને ફોહાડી ગઇ હતી. તમે એનેજ પુછો, એવી મને દીલોજાનથી ચાહેછ !

દીન્યારજી—(ઉઠીને તેણીને બાજુએ લઇ જઇ) શું તું આવા એક બદમાસ સાથે ચાહે પીએછ?

આઇ—નહિરે બાવાજી મને ચાહે ગમેચજ કાંહાંજે !

દીન્યારજી—(ગુસ્સાથી) અરે હવે બેહેલી ના થાની ? એકતો હયાં મારૂં ગુસ્સાથી કલેજું કપાયેછ ને ? મકું ચાહે, ચાહ, લવ મેતર, કંઇ તું મારો પારો, કંઇ એમ બેમ તેં એને કહયું તું કોઇ દીન ? બોલ દીકરી જે હોય તે સાચે સાચું તારા ખાવીંદને કહી દે, મકું જે બાવાને કહી દે. આપુંને એ બધું કોરટમાં કહેવું પડશે.

આઇ—નહિરે બાવાજી, એ શું ઘેલાં ! પણ—

દીન્યારજી—હેં ! પણ શું ?

આઇ—મકું એ કેવો મજાનો છે !

દીન્યારજી—(ઘણાજ ગુસ્સાથી) રાંડ કંઇ ગાંડી બાંડી થઇછ ! આવા એક રંગારીને મઝાનો કહે છ ? બીચારા પાસે ખાવાની ખાક નહિ હોસે ત્યારેજ એને રંગારીનો ધંધો પકડયો હોસે કેની ? તેં જોયોચ કોઇ પારસો રંગારીને ? રંગારી તો ખોજોજ હોય ! બધો આગલ આવે કે રંગ રંગ ઘણુ મારે ! ખબરદાર જો ફરીથી એમ બોલીછ તો !

(ઘણાજ ગુસ્સામા જઇને ખુરસી પર બેસે છે)

પેસી—(થંડાઇથી) મી૦ દીન્યારજી દુક્કર ચોરૂ, અરે દુકકર કાપુ ! છટ, ખાઉં. મકુંજે દુકકરવારા ! હું તમુને એક વખત ફરીથી એપલાઇ થાઉંછ (નમીને) હું છું તમારો સેવક મુંબઇના બહારકોટ કવરી મ્હોલ્લાનો બાહોશ મી૦ પેસ્તનજી પેપરમીંટ પેન્ટર એસ્કવાએર. ગયાં સાલના બીમપોરના એકઝીબીશનમા મેં લીંબુની પેપરમીંટનો એક બાકસ ચીતારી

એક પીકચર મુકયું હતું કે જે માટે ત્યાંના ઠાકોર સાહેબ ખેંગતરાવ ખરીયા કાપુએ મને એક સીસાંનો ચાંદ એનાયેત કીધો હતો, અને જે પછી લોકોમા મારૂં નામ મશહુર થઇ જવાથી લોકોએ મારૂં નામ પેસી પેપરમીટ પેન્ટર કરી પાડી દીધું. હું તમારી બેટીના હાથનો ઓસ્તવાર ઉમેદવાર છું. (નમીને)

**દીન્યારજી**—(ગુસ્સાથી) જઇને કોઇ રંગારાની રંડાએલી બઈરી સાથે હાણુ પાર!

**પેસી**—જોવ મી૦ દુકકરવારા! એક માસીક પાન્સો રૂપિઆની આવક વારા ખુબસુરત જમાઇને તમારે એમ તુચ્છકારી કહાડવો નહિ જોઇએ? તમે પસ્તાશો?

**દીન્યારજી**—(બાજુએ) પાનસો રૂપિયા? (મોટેથી) મકું તમે શું કહયું?

**પેસી**—હું કહેવુંછ કે તમે પસ્તાસો!

**દીન્યારજી**—નહિરે પેલું બીજું શું કહયું?

**પેસી**—તમારે મને તુચ્છકારી કહાડવો નહિ જોઇએ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) જાહાનમમાં ગીયો તું. પેલું બીજું તું શું બોલ્યો? આખો વાકય પાછો બોલી જા, જોઉં!

**પેસી**—જોવ મી૦ દુકકરખાઉ એક માસીક પાનસો રૂપિયાની આવકવારા ખુબ——'

**દીન્યારજી**—(તેને આગલ બોલતાં અટકાવી) બસ, બસ, (બાજુએ) પાનસો રૂપિયા, ત્રીસ રોજમાં! એનો રંગારીનો ધંધો એટલો બધો મુંબઇમા ચાલતો હોસે? લોક કેહેછ કે મુંબઇના બઇરાંઓને હવે પંદર પંદર દહાડામા સારી રંગાવાનુ ચેતક લાગ્યુંછ, તેથીજ તો એને તડાકો પડતો હોસે! કંઈ અમથો બેહેકાવતો તો નહિ હોય? જોઇએ જરા ચાંપી જોઇએ, (તેને) બા આવો બેસો, જરા ધીરેથી વાત કરીયે. તમે એમ ઉસ્કેરઇ જાવોછ ત્યારે હુંબી તપી જાઉંછ. (આઇને) દીકરી આવ તુંબી હયાં બેસ (ફ્રામરોઝને) બા જરા ખુરસી આગલ ખેંચો. (પેસી તેની બાજુમા બેસે છે તેને) ત્યારે શું તમે ખાતરીથી કહોછ કે તમે——'

**પેસી**—(વચ્ચે બોલી) હા, હું જરૂર તમારી દીકરી સાથે પણવાનો!

**દીન્યારજી**—(ચીડડાઇ) અરે તે નહિ, હું તો પુછુંછ કે શું તમે ખરેખર રૂપિ——'

**પેસી**—ખરેખર હું પણુનસ!

**દીન્યારજી**—(ચીડડાઇ) છટ, છટ, જરા ખુલાસાથી બોલો. હું તો રૂપિયાની વાત કરૂંછ, શું તમે ખરેખર પાનસો રૂપિયા મહિને દહાડે કમાવોછ?

**પેસી**—(બાજુએ) રૂપિયાને નામે ડોકરાના મ્હોંમા પાની છુટું! (મોટેથી) હું તે સાબેત કરશ.

**દીન્યારજી**—(ખુરશી પરથી ચમકી ઉઠી) હમણાંજ કરો!

(પેસી પોતાની ટોપીમાંથી મેલું જેવું કાગળ કહાડે છે.)

**પેસી**—આય જુવો, આય હેમચંદ મારવારીની રીસીટ છે. મેં રૂપિયા પાંચ હજાર એની પાસેથી સેંકડે પચીસ તકાના બ્યાજે કહડાવેલા, હવે એ રકમ મેં પાનસો પાનસોના હપતા આપી બ્યાજ સાથે ત્રણ વરસની મુદતમાં ભરી દીધી. ત્યારે હવે હું કમાયેલો હોવસ ત્યારેજ કેની?

**દીન્યારજી**—(ખુશીથી બાજુએ) બરાબર! નહિ તો કે પાંચ હજાર પાછા કેમ આપતે? (મોટેથી) મી૰ પેપરમીંટ (તેને સેક હેન્ડ કરી) તમારી સાથની આવી ચાલ માટે હું ઘણોજ દિલગીર છું પણ તમારે એ બાબે પહેલાંથીજ ખુલાસો કરી નાખવો તો.

**પેસી**—(અજાણો થઇ) શું બાબે?

**દીન્યારજી**—આયજ તો વરી! બીઝનેસ ઇઝ બીઝનેસ!

**પેસી**—(બાજુએ) ડોકરાનું ધક ધ્યાન બધું દોહરયાંમાંજ ચીટકેલું છે!

**દીન્યારજી**—મકું મી. આદુની પેપરમીંટ, અરે શું જો? તમે પેલું પીક્ચર કેઇ પેપરમીંટનું છાપેલું જો?

**પેસી**—લીંબુની પેપરમીંટનું.

**દીન્યારજી**—કેઇ પેલી ગોલ દરા જેવી કે ચપટી?

**પેસી**—આય પેલી અરધીની ચારવારી.

**દીન્યારજી**—હું તે મી. અરધીની ચારવારી. જોવની મકું હું ગભરઇ ગયોછ ને તમેબી કનફાઉન્ડેડ તેથી મકું તમે જરા મ્હોડું હાથ ધોઇ નાસ્તો કરીને આવો ને તેટલાં હું મારી દીકરી સાથે જરા એ બાએ અચારનો મસાલો કરૂં. મકું જે મસલત કરૂં.

**પેસી**—(બાજુએ) બધો અચારમાંજ અથાઇ રહયો છ (ગોટેથી) ઓલ રાઇત માઇ સાસુજી આઇ એમ ગોઇંગ એન્ડ બાધીંગ.

**દીન્યારજી**—(ટકોરથી) એન્ડ આઇ એમ કમીંગ તુ યોર બરડા ચોરવા.

(પેસી હસોને જાય છે)

**દીન્યારજી**—(બાજુએ) હવે આય ધાખરાને કહારવો જોઇએ. (ફરામરોઝને)બા, ફરામરોઝ બા, જાવ તમેબી નાસ્તો પાણી કરી લેવો. બધી આય મ્હોકાણુમા તમે થાકી ગીયા હોસો.

**ફરામરોઝ**—અરે કંઇ નહિરે બા, એમાં શું મેં તો તમારી સાથેજ હમણા ચાહે પોધી બસ હવે તરસ નથી.

**દીન્યારજી**—(તેને ખેરવવા) પણ જરા બે એક ઇંડાંનો પોરો બોરો કરાવીને ખાવોની, મોટું હાર તે ભુખું કેમ રહેવાય, જાવ બા જાવ.

**ફરામરોઝ**—નહિ જી, નહિ, કંઇ નહિ, માફ કરો, ઉપકાર થયો.

**દીન્યારજી**—(બાજુએ) હવે એને કેમ ખેરવું (મોટેથી) અરે ફરામજી બા, જુવોની હયાં (આજુ બાજુ જોઈ) જરા નીરાંતે વાત થાય તેમ નથી. તેથી મકું હું જરા મારી બુચી સાથે વાત કરવા માંગુછ. તેથી ગમે તો બેસો ને ગમેતો જાવ બા, ઘેર તમારૂંજ છે ઓસ્કાતાના, જાવ બા જાવ!

**ફરામરોઝ**—(એકદમ ઉઠી) કંઇ નહિ હું જરા જમશેદ સિપાઇને લઇ આવે તેટલાં બાગમા ફરૂંછ (જતાં જતાં બાજુએ) એ ધાખરો

ખાનગીમા શું વાત કરવા માંગતો હોસે? રખેને આય લગનમા વીઘ્ન પડે? એમ જો થયું તો મારા રૂપિયા પર પાની ફુરવાનું! આજે જમશેદને રૂપિયા પેહેરાવી દે ને આય એકંઅી કોથલી ભરાય તો ઠીક. (ખીસાંમાંથી કોથલી કહાડે છે ને જાય છે)

**દીન્યારજી**—(બાજુએ) મહિનામા પાનસો રૂપિયા! હું ઉ, જમશેદની સુકી કોલમીમાંથી તો એમાના અરધાબી મળતા નહિ હોસે. જમઇ તે એ! (મોટેથી આઇને) કેમ દીકરી આય રંગારી વરે તેં શું ધારયું?

**આઇ**—મને તો એ જમશેદ કરતાં ઘણો ગમેછ!

**દીન્યારજી**—તો કાંય નહિ! છેજ આફતાબ જેવો ખુબસુરત ને વરી સાથે લાગો રંગારી છે, એટલે રોજ તુને સારીઓ રંગાવવાની મજાહ પડશે. ત્યારે મકું એજ સહી થયો? એની સાથેજ નકકી કરૂં?

**આઇ**—જેમ તમારી મરજી!

**દીન્યારજી**—(ચીડડાઇ) વરી એમાં મરજી શું? આવો મજાનો રંગારી! બઇરાંઓમા ઓરખાણ કેટલી પરે! રોજ બૈરાંઓ સારી રંગાવવા આવે, તેઓ સાથે વાતચીતમા સોવાઇ જાય.

(જમશેદ એક હાથમાં દુધનો જગ ને બીજા હાથમાં કર ડેલ્લું પાઉં લઇ દાખલ થાય છે.)

**જમશેદ**—(આવતાંને વાર) લેવો આય સીપાઇ આવી લાગો. બહાર ઉભોછ.

**દીન્યારજી**—(અજાણ્યો થઇ) હેં! એ સીપઇ કોણે બોલાવ્યો! કંઇ ગાંડો બાંડો થયોછ?

**જમશેદ**—(અજાયેબીથી ચમકી) હેં! અરે હમણા તમેજ મને કહયું તું ને!

**દીન્યારજી**—(થંડાઇથી હસીને) હાહા. અરે કંઇ બા સપનો બપનો જોયો હોસે, કે નહિ તો સવારનાં પહોરમા મીઠા નીરાના

બે એક ઘડીયાં ખાલી કીધાં હોસે (દમથી) સીપાઇ શું ને વાત શું ? મારાં શ્રેર પરથી સીપઇનું પગલું ઓવારયું !

(જમશેદ આઇને જોઇ દુધનો જગ એક ખીસામાં અને પાંઉ બીજાં ખીસાંમાં મુકી દે છે, અને તેણી આગલ જાય છે.)

**જમશેદ**—(કરગરીને) આઇમાય ! હમણા એવણે મને સીપઇને બોલાવવા નહિ મોકલ્યો તો ?

(તેણીનો હાથ પકડવા જાય છે. તેણી છણકાથી ફરી જાયછે)

**આઇ**—તે હું શું જાણું ? મારી આગલ ના આવો !

**જમશેદ**—(બાજુએ) હેં ! એ થોડા વખતમા બધાંને શું થઇ ગીયું ?

**દીન્યારજી**—મી૦ જમશેદજી સુકી કોલગી, મકું તમે એવણ આગલ ના જતા. (બાજુએ) હવે એને કેમ ખરતો કરૂં ?

(ફરામરોઝ હાથમા ગોલાબનું ફુલ લઇ દાખલ થાય છે.)

**ફરામરોઝ**—ખાનસાહેબ દુકકરવારા ! તમારો નોકર કયેતાંન તમારી દીકરી બાઇમાયને બોલાવી લાગોછ. પુતલી,જર ને શાપુર તો કાલે રાતે તમારે ત્યાં ચોર ભરાયાતા તે બાબે સુબેદાર આવેલો છે તેની સાથે મસ્લતમાં રોકાયેલાં છે. સુબેદારે હયાંબી સીપઇ મોકલી આપ્યા છે, ઓય આવતા હોસે. જમશેદ કયાં છે ? (આજુબાજુ જોઇ) અલો ! આય શું ?

(જમશેદ આગલ જાય છે)

**દીન્યારજી**—(બાજુએ) વોહ ! કેપીટલ આઇડીયા ! એને બેરવવાનો એ રસ્તો ઠીક છે. આઇમાયને બદલે બાઇમાય એને પેહરાવી દીએ.

**ફરામરોઝ**—(જમશેદને હરૂસેથી) લે દીકરા આય ફુલ તારે વરે લાગોછ. એ જરા નમનતાઇથી તારી વ્હાલીને આપ, ને કંઇ ફેંકા ફેંક કર. બધી બાજી બગડેલી લાગેછ!

**જમશેદ**—(તેને) હા, હું જાઉંછ, જરા જરૂર પડે ત્યારે તમે મદદે આવજો !

(આઇ આગલ જઇ)

માઇ ડીયર! એસેપ્ત ફ્રૉમ યોર લવરર્સ હેન્ડ ધીસ વેરી ગુડ ફ્લાવર ?

આઇ—(અણુકાથી) ડોન્ટ કમ નીયર મી.

દીન્યારજી—(ગુસ્સાથી) ડોન્ટ ગો બાઇ શી.

જમશેદ—(બાજુએ) એ બધી બાજી ઉલટઇ કેમ ગઈ? (મોટેથી) વાહે નોટ મીસીસ આઇમાય! જ્યારે હું તમારી સાથે પરણનાર છેઉં, ત્યારે તમારે એમ નહિ કરવું જોઇએ?

દીન્યારજી—(બાજુએ) હવે છેકજ નામુકકર જવું જોઇએ. તે શિવાય છુટકો નથી. (મોટેથી) તમે એની સાથે પનવાના છેવો! એ શું બોલોછ? (આઇને) દીકરી તેં કંઇ એને વહેમાવ્યો તો?

આઇ—(અજાણી થઇ) નહિરે બાવાજી! હું તો કંઇજ જાણતી નથી!

ફ્રામરોઝ, જમશેદ—(સાથે અજાએબીથી) શું?

જમશેદ—(અજાયેબીથી) શું તમે તમારી દીકરી મને આપવા કબુલ્યુંતું નહિ?

ફ્રામરોઝ—અને પાંચ હજાર રૂપિયા લગનની રીનમા! જેમાંના બે હજાર તો આજેજ અદરાવાને દહાડેજ આપવા કબુલ્યું તું! આય શું હું કોથલીઓબી લેતો આયોછ!

(ખીસાંમાંથી કોથલી કહાડેછે)

જમશેદ—(તેને ચમતો તોડી) હવે મરી રહેવોની, કોથલી સંતારી દેવો!

દીન્યારજી—(ધુમ હસી) હા, હા, હા, આય તો કેશું આંધરે બેહેરૂં આબાદ કુતાયું. અરે ફ્રામરોઝ બા! આય તમારો ભાણેજ તો કેથો ઉલ્લુ કી દુમ છે? અરે બા વાત એમ છે કે મારી બેઉ છોકરીઓના નામ એક સરખાં છે. એકનું નામ આઇ માય, ને બીજીનું નામ બાઇમાય. હવે મેં તો બાઇમાય વરે એને કહયું તું, ને એ ઉજબખ આઇમાયને પકડી બેઠો!

**જમશેદ**—નહિજી તમે આઇમાય માટેજ કહયું તું. (આઇ આગલ જઇને) હું મીસીસ આઇમાયને અપીલ કરૂંછ!

**આઇ**—(છણકાથી) ડોન્ટ કમ હીયર.

**દીન્યારજી**—(ગુસ્સાથી) ડોન્ટ વેન્ટ ધેર.

**જમશેદ**—પણ એ તમારી બાઇમાય ગાયમાયને તો મેં સ્વપનામાંબી જોઇ નથી? (દમથી) મારા સાહેબ! તમે આઇમાય માટેજ બોલ્યા તા!

**દીન્યારજી**—(તેને એક બાજુએ ખેંચી લાવી) નાદાન! એક છોકરી કે જે પારકા મરદ સાથે નાંહાસી ગઈ તેની સાથે તું પનવા માગેછ?

**જમશેદ**—પણ તેને તો પેલો બદમાસ પેન્ટર જોર જુલમથી ઉચકી લઈ ગીયો તો?

**દીન્યારજી**—અરે આપરે શું જાણીયેં કે તે લઇ ગીયો કે એજ તેની સાથે નીકરી ગઇ! છોકરીની જાત પર ભરોસો કેમ રખાય? વરી મારી બાઇમાય એનેથીબી ખુબસુરત છે!

**જમશેદ**—ઠીક છે, પણ મને તેને જોવી જોઇએ. (ફ્રામરોઝને) ચાલો કાકાજી બાઇમાય તો બાઇમાય સહી!

**ફ્રામરોઝ**—(દીન્યારજીને) પણ બા રીતના તો પાંચ હજાર નકકી મળશે કે ની?

**દીન્યારજી**—હારે પાંચ હજાર તોલીને આપસ.

**ફ્રામરોઝ**-(જમશેદને). તેરે તો ભાનજા તું કબુલ કરી નાખ. તું જાણેછ કે તું મારાં કેટલાં કરજમા છે તે?

**દીન્યારજી**—(તેઓને સમજી) શાનું કરજ?

**જમશેદ**—(ગભરાઇને) અરે કંઇ નહિરે! એતો રાશોબા કોલીને હમે એ ફરો ખેંગટ ને સુકી કોલમી વેચીતી તેનાં પઇસા નખ ખોદ ગીયાએ હજુ આપ્યા નથી જેને માટે એવણ બોલેછ. (ફ્રામરોઝને) કેમ હવે મુંગા મરોછ કે પાટલો ફેરવોછ?

(બાઇમાય દાખલ થાય છે, જેની પુઠે કયેતાંન આવેછે. બાઇમાય આઇને કોટી કરે છે, ને પછી દીન્યારજી પાસે જાય છે.)

**કયતાંન**—(દીન્યારજીને) એ લેવોરે તુમારા ઓરત આયા રે ! તુમારા દુસરા દો ઓરત તો વો શાપુર પંડીતકી સાથ સુબેદાર આયા હુએ ઉસ્કી સાથ કલ રાતકું અપને હયાં ચોર આયતા ઉસ્કે લીયે મોસ્લત કરતા હયે. અબ ઇસ્કા કયા કરતા ? અચાર બનાતા કે મુરબ્બા ?

**દીન્યારજી**—(ગુસ્સાથી) કમબખત શયેતાંન ! બેટીકુ ઓરત બોલતા હયે ?

**કયતાંન**—(ધુમ હસીને) હા, હા, તું ભી બરા દીવાના ! અરે ઓરતકા મીનીંગ જોરૂ નહિ મગર બઇરી ! વાઇફ નહિ મગર શી મેલ ! કયા હમબી ઈંગલીશ નહિ જાણતા ? હમ સાબકી સાથ બીલાત ગયાતા તો સબ શેકસપીયર બાંચ દાલતાતા.

**દીન્યારજી**—(ગુસ્સાથી) જાવ ઇધર ગરબર મત કરો !

**કયતાંન**—એ ચલા (બાજુએ) કમબખત બાગકી માફક પુકારતા !

**દીન્યારજી**—(બાઇમાયને) આવ દીકરી મને ભેટ. (કોટી કરે છે) દીકરી પેલો તું ઘણોજ સરસ બકરો માંગ્યા કરતીતી તે જો સાંમે પેલો રહયો .(જમશેદને દેખાડે છે) અરે મકું શું જો આજે મારૂં ધકજ ઠેકાણું નથી. મેં તારે વરે એક ઘણોજ સરસ ખર શોધી કેહાડયોછ. અરે વર રે વર. જો કેવો મજાનો છે. એનો ને એના પેલા કાકાનો (ફરામરોઝને દેખાડી) હયાં સુકી કોલમી ને ખેંજરનો બહુ મોટો વેપાર ચાલેછ. એ આજે અધાર અધાર મહિના થયા તારા હાથની માંગણી કરી રહયોછ ને કહેછ કે નહિ તો બસ ધાસ્લેટ પી ને મરી જવસ !

**બાઇમાય**—એટલો બધો મને ચાહેછ ?

**દીન્યારજી**—હા, એટલો બધો ચાહે પીએછ. હવે તું એની આગલ જઈ ને વાત કર, આવ હું તુંને ઓરખાણ કરાઉં. (તેણીને જમશેદ આગલ લઇ જાય છે) મી૦ જમશેદજી સુકી કોલમી ! આય મારી બકરીમાય, અરે મકુંજે બાઇમાય.

(બેઉ એકએકને નમે છે)

**ફરામરોઝ**—(જમશેદને ફુલ આપી) હવે દીકરા એતો એ. લે આય ફુલ એને આપ, અને એનો ચાહ મેળવ?

(જમશેદ ફુલ લઇને તેણીને આપવા જાય છે)

**જમશેદ**—મીસીસ ફ્યુચર સુકી કોલમી! સેવક તરફની આય ભેટ સ્વીકારશો?

**બાઇમાય**—ઘણીજ ખુશીથી માસ્તર કોલમી (બાજુએ) કેવો અદબ અદાવાળો ને ખુબસુરત છે!

(એક ખુરસી ઉપર બેસે છે, જમશેદ તેણીની બાજુમાંની ખુરસી ઉપર બેસવા જાય છે, પણ દગલાના ખીસાંમા દુધનો જગ મુકેલો હોવાથી તે ભોકાવાથી ચમકી ઉઠે છે.)

**જમશેદ**—બાપરે! આય શું ભોકાઇ ગીયું? (ખીસાંમાંથી જગ કહાડે છે) અરે એતો પેલો જગ છે!

**બાઇમાય**—દુધનું પફ ગજાંમાં મુકયું તું કે?

**જમશેદ**—અરે નહિરે! તમાંરા બાવાએ મને પાછલી રાતના સીપાઇને બોલાવવા મોકલયો તો, તે હું એક બ્રુન પાંઉ ને આય દુધથી ભરેલો જગ મારી સાથે લેતો ગીયો કે રસ્તામાંજ નાસ્તો કરી શકાય. કામકે એકબી પળ ગુમાવવી જોખમ ભરેલી હતી. કોઇ રંગારી આય તમારી બેહેનને ઉઠાવી ગીયો તો!

**દીન્યારજી**—અરે કંઇ નહિ રે? એતો પેલા આપરી પાસેના પડોસી પેસ્તનજી પેન્ટર ઉતા. તે બેઉ જણા નાસોગોસો રમ્યાં ને પેસી આઇ સાથે દોડયો તેમાં એ ઉંધું સમજ્યો ને લાગલો જઇ ને સીપાઇને બોલાવી લાવ્યો. હા, હા, (હસેછે)

**જમશેદ**—(બાજુએ) એ બધો પાટલો ઉલટઇ કેમ ગીયો?

**દીન્યારજી**—ચાલો હવે સૌ સારૂં તેનું સેવટ સારૂં. હવે પુતલી, જર, આઇ, ને બાઇના લગન સાથે સાથે એક રોજ નક્કી કરીને

કરી નાખયેં. આજે કીયો રોજ જો (આંગલાં પર ગણે છે) હા, આંવા, તીર, ગોસ, માહલી મકું દખમેર, હા, એ રોજ ઘણો સારો છે. એ દહાડે જાણે શામ માટે ઇરાનમા દખમું બંધાવેલું જેથી એનું નામ દખમેર યાને દખમું કરી પડયું. ત્યારે પંદર દહાડા પછી એ રોજ આવશે, ને તેટલાં પીરોઝગી આવી લાગશે. ત્યારે આપરે જલદી ચીઠી છપાવીને વેહેંચાવી દીયે. કેમજે ગરગામરેથી પરોણાં આવવાના તે પછી નકકારૂં લાગે. એ એક હજાર તેડાં કરશું. હું હમણાજ તાતવા પ્રકાશ પ્રેસમા જઇને ચીઠી છપાવવા આપી આઉં છું. કેમ દીકરી તારો શું વિચાર ?

(આઇ આગલ જાય છે)

**ફરામરોઝ**—(જમશેદને) એ તું ત્યારનો બાઇમાયને શું જોયા કરેછ?

**જમશેદ**—એની સાથે પ્યારમા પડવાની ત્રાઈ કરૂંછ !

**દીન્યારજી**—(જમશેદને) દીકરા આવ હાથમા હાથ મેળવી લેવો.

(ભુલમા આઇનો હાથ પકડી તે તેની સાથે જોડી આપે છે. પછી જોઇને ચોંકે છે)

**દીન્યારજી**—અરે એ નહિરે, આય.

(ભુલમા ફરામરોઝનો હાથ પકડી ને આઇ સાથે મેળવી આપે છે, પછી પાછી ભુલ સુધારે છે)

**દીન્યારજી**—અરે છટ, છટ, એ દીકરી બાઇમાય! અંદર શું ભરાયા કરેછ? બહાર આવની?

(તેણીને ખેંચી તેણીનો હાથ જમશેદ સાથે મેળવી આપે છે)

**દીન્યારજી**—આજથી આય મારી બૈરી ને હું તારો વર! છટ છટ એ આજે મારેથી બધું આબડગુબડ કેમ બોલઇ જવાયછ? ફક્ત પોણી બાટલી રાતે લીધીતી તેની ધેણ હજુ સુધી તકીછ શું? (અંદર જોઇ) હો, હો, પેલા પેસ્તનજી પેપરમીંટ બી આવી લાગા.

(પેસી તીરમ તરાફ થઇ દાખલ થાય છે)

આવો આવો મી૦ પેસ્તનજી! કેઇ પેપરમીંટ જો?

**પેસી**—(તેને સેકહેન્ડ કરી) લીંબુની.

**દીન્યારજી**—હા, લીંબુની અરધીની ચારવારી. કેમ છેવો? (આઇને દેખાડી) આય તમારી આઇમાય (બેઉના હાથ મેળવે છે) એ સદાની તમારીજ છે!

**જમશેદ, ફરામરોઝ**—(બેઉ સાથે) હેં એ શું બોલોછ?

**દીન્યારજી**—(બેઉને એક બાજુએ લઇ જઇ) મારા સાહેબ તમે સમજો નહિ! હવે મને પક્કી ખબર પડીછ કે આઇજ એની સાથે નીકરી ગઇતી. જેથી હવે એનેજ પેહેરાવી દેવી જોઇએ. નકામુ બચું હલકું પડે તો પછી ઉઠાવ કેમ થાય? હવે જમશેદ તું બાઇમાયને અંદર લઇ જા ને એની મોહબત મેળવવાનું કર. એને કવીતા એટલે પોતરી પર બહુજ પ્રેમ છે માટે તુંબી એની આગલ જેમ ગમે તેમ ફેંકીને કવીતા બોલ. અરે એમાં કંઇ નથી, બસ છેલ્લા કાફીયા બોલ સરખા જોઇએ. જાણે પહેલી લીટીમા છેલ્લે ભેંસ બોલ આયો તો પછી પારો આવવોજ જોઇએ. નહિ તો પેલી મેં તુંને ડીયર, માઇ ડીયર તુંને આપું ઘણું ચીયર, તે વારી બોલજે સમજ્યો (બાઇમાય આગલ જઇ તેણીને) દીકરી હવે તું એવણ સાથે આપરાં ઘેરે જઇ નાશતાનો બંદોબસ્ત કરાવ (પેસી આગલ જઇ તેને) મી૦ અરધીની ચારવારી, હવે હું જઇને લગનના તેડાંની ચીઠી છપાવી આંઉછ. તમેબી મારાં ઘેરેજ હમણા ચાલો ને સાથે નાસ્તો કરો. જરા મારૂં બીલીમોરાના ઘરભનું અચાર તો ચાખજો! એ અચાર હું વેલાત મોકલવા માંગુછ, પણ એ માટે સરકારની પરવાનગી મેળવવી જોઇએ. મેં પારલામેંટમાં નોટીસ તો મોકલાવેલી છે. કેહેજે ઇંગરેજોને ગરભ સદતો નથી તેથી વેલાતમા ઘરભ મોકલવા દેવામા આવતો નથી. કેહેજે એ લોકના પેટ છુટી જાયછ. હવે બધાં સાથે મળી એક ગીત ગાવો જોઉં!

(બધાં સાથે મલી ગીત ગાય છે.)

## ગાયન ૨૫ મું. ઇંગ્રેજી.

(તમે જોઇ ને અજબ ના થાવો મારા ભાઇ (રાહ)

સૌ દિલથી ખુદાને નમો, નમિયેંછ પ્યારથી હમો,
એવાં કામ કરો તમો, કે તેની નજરમાં બધાં ગમો,
જે દુખ પડે તે ખમો, આવશે તેનોખી સમો,
પહેલાં અવસ્થાંમા રમો, પછી સુખે તમે જમો.

કોરસ—

આ દુનિયાનું ચકકર, માં એવું છે મકકર
દેખાડે સોનું નકકર, દેખાડે સોનું નકકર—આ દુનિયાનું
પણ માંહેથી નીકલે લકકર.

# અંક ત્રીજો. પ્રવેશ બીજો.

## જંગલ.

(શાપુર શોકાતુર અવાજે ગીત ગાતો દાખલ થાય છે)

### ગાયન ૨૬ મું.

(જીંદગી કહેતે હુયે દુનિયાસે ગુજર જાનેકો) રાહ

દુનિયા છે બાજ રંજથી ભરપુર, ચકચુર છે.
જ્યાં જોસો ત્યાં માહેતમનીજ બધે પુર છે.
અરે! એમાંથી નથી કશો છુટવાનો ઇલાજ—૨
સ્યાનો હોય તે સબુરીથી ખમે, જે ખુદાનું મંજુર છે.

શાપુર—અફ્સોસ! અફ્સોસ! એક છેલ્લી તકળી ગુમ થઇ. બદમાસ ધનજી એક વખત ફરીથી છટકયો. અહાહા, તે કુના થયો હોતે તોજ મારી જીંદગીની મોજ થતે. હવે જીવવું શું ખપનું? રાત દિવસની હેબત ધસકથી મારી છાતી કેવી ધડકેછ? હું અંચીતા અવાજ સાંભળી કેવો ચોંકુંછ? ઓ દુનિયાને પેદા કરનારા રોશનબાપ! ઓ કુલ જગતને હસ્તીમાં લાવનારી ગેબી શકતીઓ! ઓ ફરેસ્તાઓ! ઓ અશોના રૂહો! મને બચાવો, મને મદદે થાવો, મારી કાંઇ દાદ લેવો; પણ શું દાદ લે? મારા હાથજ લોહીથી ખરડાએલા!

(આજ પળે ધનજી પાછલથી આવી તેને સાંભળે છે)

હું લોહીથી રંગાએલો, લપતાએલો, મારા ખ્યાલોજ બસ લોહી અને લોહીનાજ! મારે આંખે દીસે લોહી! આખાં તન બદનમા લોહી! મારો બધો પોશાક લોહીથી રંગાએલો છે! ઓ લોહી! લોહી! (દીવાના જેવો થઇ) ખુન, ખુન, ઓ, ઓ મને રૂહ દેખાયછ! ઓ, તેજ, બસ, તેજ, તેજ, ચેહેરો તેજ દીસે, તેજ પોશાક, તેજ કાળી રાત અહા! અહા! (બેશુધ થઇ જાય છે)

(ધનજી તેની પાસે જઇ તેને સાવધ કરે છે)

**ધનજો**—શાપુર, શાપુર, કેમ શું છે? એ શું ઘેલાં કાહાડેછ?

**શાપુર**—(પોતાની આંખ ખોલી) ઓ પારોજશાના રૂહ, તે કીરતારે મારી પર કીનો લેવા થકી આખરે તુંને મોકલ્યો (એકદમ ઉઠી) લે માર, બસ માર, હું તઇયાર છું!

**ધનજો**—શાપુર, શાપુર, મારી તરફ જો, હું તો તારો દોસ્ત ધનજો છેઉં!

**શાપુર**—કોણ? પાછો તેજ, હારેમન, ઓ કંગાલ દેવ, શું કામ મને રીબાવેછ? શું કામ મારી પુઠે લાગોછ? ઓ તારૂં લોહી પીવસ, તુંને કચદી નાખશ!

(શાપુર ધનજીની ગલચી પકડે છે. ધનજો જેમ તેમ છુટો થાય છે)

**ધનજો**—બસ શાપુર, બસ, એમ હમેશાં ઉસ્કેરાઇ ના જા. મેં તુંને શું દુઃખ દીધુંછ? હા, હું તારી પાસે પઇસા માંગતો હોવશ, પણ તેમાં મારો શું વાંક? આપણે બાર વરસની વત પર જે લુટ મેળવી તેનો તેં મને એક પાઇ ભારબી હીસ્સો નહિ આપ્યો અને પોલ થઈ ગીયો, ને હયાં આવી તું સુખી થયો; તારાં નસીબે જોર કીધું, તારી પર એક પઇસાવળી ને ખુબસુરત છોકરી મોહી પડી, જ્યારે હું તો જેવો કંગાળ હતો તેવોજ રહયો. હવે બોલ જે હું કહું છું તે રાસ્ત છે કે નહિ?

**શાપુર**—(નરમ પડી જઇ) તારી સાથે ચલાવેલી તે નાલાએક ચાલ માટે હું ખરેજ પસ્તાઉંછ; પણ હું શું કરૂં? તે વખતે મારી હાલત કેવી તંગદસ્ત હતી? જ્યારે તારી પાસે તો તે વખતે જરા ઠીક હતું; પણ તે સઘળું તેં જુગારની તેબલપર ગુમાવ્યું, તેમાં કોઇ શું કરે? આખરે તું એક લુતારો થયો, ને તારી બદબખ્તી વધતીજ ગઇ! હવે જો તું સુખ ચેન ભરેલી જીંદગી પસાર કરવા માંગતો હોય ને બાકીના દહાડા આરામમાં તુંને ગાલવા હોય, તો હું તુંને મદદ કરવા તૈયાર છું. મારી પાસે જે કાંઇ છે તેમાંથી હું તુંને અરધું આપવા માંગુંછ, અને પછી મારાં લગનના મદલાંમાંથી તુંને આપશ તે તો જુદું; પણ તે એક શરતે.

**ધનજો**—તે શું શરત?

**શાપુર**—તે એજ કે તું હયાંથી ચાલ્યો જાય અને કોઇ દુરના ગામમાં તારો વસવાત કરે, ને તારો ચોરીનો ધંધો મુકી દઇ આબરૂ દરકારથી જીંદગી પસાર કરે. હું તુંને દર માસે ચોકકસ રકમ પુગાડતો રહેવસ, પણ મને માલમ પડશે કે તું પાછો લુતફ઼ાતમાં પડયોછ તેજ વખતે હું તુંને આપતો બંધ થવશ. બોલ આ શરત તુંને કબુલ છે? તારે ખાતર તો નહિ પણ તારી દીકરીને ખાતર તું આય કબુલ કરશેજ?

**ધનજો**—ઓ મારી દીકરી, દીકરી, એક પુરી દીકરી. ખરેખર શાપુર, તેં મારાં એક પુરાં ફ઼રજંદની યાદ દેવાડી મારૂં દીલ મોમ મીસાલ નરમ કરી નાખ્યુંછ. હું ઓ આય રખડેલ જીંદગી થી કંતાળી ગીયોછ, જેથી મારાં તે એક પુરાં ફ઼રજંદ સાથે કેથે નચીંતાઇથી બાકીના દીવસ પસાર કરવા માંગુંછ. મને તારી શરત કબુલ છે, પણ હું તારી પર ભરોસો કેમ રાખું?

**શાપુર**—કાંય નહિ?

**ધનજો**—તારાં મનમાં તો મને પહોંતો કરી નાખવાનો વિચાર હતો, અને કદાચ હજુબી તેમજ હોય. પેલા ખાનસાહેબના બંગલામાં ચોરી થઇ, ને તેં હમારામાંના એકજન પર ગોલી છોડી, ત્યારે તારાં મનમાં તો એમજ હોશે કે તે હુંજ હોવશ?

**શાપુર**—ધનજી, તે દિવસે તેં મને કેવો ઉસ્કેરિયો તો, તે તો તુંને યાદ હશેજ, પણ તે હવે વાત છોર, બોલ હવે તું શું કરવા માગેછ?

**ધનજો**—હું હમણા તો પુને જવા માંગુંછ, જ્યાંથી થોડા દીવસમાં પાછો આવી તમુને મળશ.

**શાપુર**—ઠીક, ચાલ આપરે એ બાએ ગોઠવણ કરીયેં.

(બેઉ જાય છે)

# અંક ત્રીજો. પ્રવેશ ત્રીજો.

(મેહેરહોમજીના મકાનમાંનો ઓરડો. મેહેરહોમજી વાંચતાં દેખાય છે.)

**મેહેરહોમજી**—(વાંચીને ચોપડી બાજુએ મુકી) અહાહા ! આય રૂસ્તમ નામાંમાં લખેછ કે રૂસ્તમ પહેલવાન રોજ સવારે બરી ગજબર ઉઠી ખેતરમાં જઇ પોતાના જોરેમંદ હાથે આખું નારીએરીનું ઝાડ તેના થડમાંથી ઉપાડી કહાડતો તો, ને તે વરે દાતણ કરતો તો, એ શું ખરૂં હોસે? હોવુંજ જોઇએ. આય લખનાર કંઇ ખોટું લખેજ નહિ, એને એમ લખવાની સત્તાજ શું ? બીજું શું લખેછ? (ચોપડી ખોલી જોઇ) હા, કેહેછે આખા દીવસમાં ત્રણ ઉંટ ખાય, ને છ પીપ દારૂ પીએ! બહા, બહા, આફ્રીન ! આપરે હયાં તો બે ધરીયાં તાડી પીધી હોય તો જીવ જુમઇ જાય. એમનો પેલા કાવશદારૂ કરાકરીની પારતીમાં પોણા છ ધરીયાં મેં પાધેલી !

(બારણું ઠોકાવાનો અવાજ સંભળાય છે)

**મેહેરહોમજી**—કોણ છે ? બારણું અલગુંજ છે. ઉધારીને અંદર આવો બા !

(ફીરોઝ ને તીસ્માર આવે છે)

**ફીરોઝ**—સાહેબજી શેઠ !

**મેહેરહોમજી**—(બેઉને ઉંચેથી નીચે જોઇને) બાવા આવો, કેમ સાહેબ, કાંઇ મારી આ ગરીબ ઝુપડીમાં આવવું થયું ? કાંઇ ફરમાસ હોય તો બેલાશક કરો. બેસો ભઇ બેસો.

(ફીરોઝ ને તીસ્માર તેની આગલ બેસે છે)

**ફીરોઝ**—ફરમાસ તો કાંઈ નથી સાહેબ, ફક્ત એક ગુમ થયેલા પારસી ગ્રહસ્થ કે જેવણ મારા દુરના સગા થાય, તેવણ માટે જરા આપ સાહેબને ખબર પુછવીછ, તે તસ્દી માફ કરશો. હમે પહેલાં સુરતમાં ખબર કહાડી તો હમને માલમ પડયું

કે એવણે પોતાનું નામ બદલી નાખ્યું હતું, ને પછી હયાં પુનામાં આવી રહયા હતા. હયાં ખબર કહાડતાં હમને એ ત્રણ જણે તમારાં ઘેરનું ઠેકાણું આપ્યું, જેથી હમે હયાં આયા.

**મેહેરહોમજી**—પુછો ભઇ બેલાસક પુછો, એ તમારા ગુમ થએલા સગાનું નામ શું?

**ફીરોઝ**—તેવણનું અસલ નામ તો અરદેસર હતું, પણ તેવણે પોતાનું નામ બદલી પીરોજશા પાવડી કરી રાખ્યું હતું!

**મેહેરહોમજી**—પીરોજશા પાવડી! પેલો લુચ્ચો બદમાસ! તેતો મારાં ધ્યાનમાંથી આજે બાર વરસ થયાં છતાં નીકળ્યો નથી!

**ફીરોઝ**—બરાબર તેવણના ઘરમાંથી ગયા ને આજે બાર વરસ થયાં, પણ સાહેબ! એવણ માટે તમે લુચ્ચો ને બદમાસ કાંય બોલોછ? જરા ખુલાસાથી કહેશો તો ઉપકાર થશે?

**મેહેરહોમજી**— અરે બાપુ, એને તો મારાં દશ હજારના દાગીના ઉચાપત કીધાં! જુવો હું તમુને બધી માંડીને વાત કેહુ. આસરે બાર વરસની વાતપર એ પીરોજશા પાવડી સાથે મને ઓળખાણ થઇ ને હમણે ઘણીજ ઘાડી દોસ્તી બાજી. તેની પર મારો પુરો વિસ્વાસ હતો, ને તેબી ઘણોજ લાયકી વાળો હતો; યાતો મને તેવો દેખાયો. એક દિવસે મેં મારી પાસેનાં કેટલાંક પડી રહેલાં અસલનાં ઘરેણાં તેને દેખાડયાં ને તેને કેમ વેચવું તે તેને પુછયું. તેણે મને કહયું કે જો હું તેની પર બિસ્વાસ રાખી તેને તે બધાં આપું તો તે મુંબઇ જઇ ઘણીજ સારી કીંમતે તે વેચી આવે. પહેલાં મેં આનાકાણી કીધી, પણ પછી તે જણસમાંની કેટલીક કહાડી આપી, ને બાકીની રહેવા દીધી, કે જોઇએ પહેલાં એટલીનું શું ઉપજેછ. પીરોજશાએ તે લીધી ને તે મુંબઇમાં ઘણી સારી કીમતે વેચી આયો; આથી મારો તેની પર પુરો વિસ્વાસ બેઠો ને પેલી બાકીની જનસબી મેં તેનેજ વેચી આવવા જણાવ્યું. તે તેમ કરવા કબુલ થઇ પેલી જણસ લઇ ગીયો, તે ગીયોજ; તે આજની ઘડી સુધી અલોપજ થઇ ગીયો. મેં પોલીસમાંબી ખબર આપી

પોલીસે ગામેગામ શોધ ચલાવી, પણ કાંઇજ નહિ. તે ક્યાં ગેબ થઇ ગીયો તે આજની ઘડી સુધી કોઇથી જણાવી શકતું નથી !

**ફીરોઝ**—(બાજુએ) અફસોસ, અફસોસ, આય કેવું ભોપાળું, મારો પોતાનો બાપ એક કમીનો ઠગ ! લુતારો ! ચોર ! મારૂં મ્હોડું હવે હું કોઇને કેમ દેખાડસ ? (મેહેરહોમજીને) પણ સાહેબ, તમારૂં શું મત છે ? શું તમેબી એમ ધારોછ કે એ તમારી જણસ લઇને કેઠે ન્હાસીજ ગીયો ?

**મેહેરહોમજી**—તે કંઇ કહી શકાય નહિ. એ પીરોજશાના દોસ્તોમાંના કેટલાકો ઉડાઉગીર હતા, અને તેઓ સાથે નહિ ફરવા માટે મેં તેને વારંવાર ચેતાવ્યો પણ હતો.

**ફીરોઝ**—તેઓમાંના કોઇનું નામ નીશાન કહેશો ?

**મેહેરહોમજી**—(વીચાર કરી) એકતો ધનજી ધાનખાઉ !

**ફીરોઝ**—ધનજી ધાનખાઉ ! અરે તેતો હમણાજ હમારાં ગામમાં આવી ગયેલો ?

**તીસ્માર**—હા, હા, પેલા હીરા તાડીવાળાના પીઠાંમાં પેલો પેશાગીર આવેલો તેનુંજ નામ ધનજી ધાનખાઉ હતું !

**મેહેરહોમજી**—એ ધનજીના બે ચાર સગાં હયાં મારાં ઘરની બાજુ માંજ રહેછ. અહા, ખોદાની લાકડીને અવાજ નથી, એ પેસાગીરે કંઇ કુચના ઘેર ભાંગ્યા, પણ તેનો ફટકો એને સાબુત પડયો. ગઇ પરમ દાનેજ એની એક પુરી દોકરી મરકીનો ભોગ થઇ મરણ પામી. એનાં સગાંઓએ એને તાર કરી તેડાવવા ઘણું ચાહયું પણ એ ભામતાનું ઠર ઠેકાણું હોયજ કયાંજે એને તાર કરી બોલાવે ? એ બદમાસ મારાબી ઘણા રૂપિયા ખાઇ ગીયો તો. એની સાથે વરી બીજોબી એક મોરના પીછમાં કાગડો હતો !

**ફીરોઝ**—તે કોણ ?

**મેહેરહોમજી**—કોઇ શાપુર મોતાફરામ કરીને—

**ફીરોઝ**—શાપુર મોતાફ્રરામ!

**મેહેરહોમજી**—હા, એને તમે ઓરખોચ કે!

**ફીરોઝ**—અરે એતો હમારાં વસઇ ગામમાં એક મહાન ફીલસુફમાં ખપેછ !

**મેહેરહોમજી**—ને હયાંગી તે એવુંજ દોલ ઘાલતો તો, તો જોકે તે ઘણો ભણેલો હતો, મગર દયાનતનો સારો નહિ. એ ને ધનજો એઉ જાણી દોસ્તો હતા ને પીરોજશા પાવડીબી અજાણતામાં તેઓ સાથેજ ફરતો હતો. એ ઠગારાઓની લુચાઇ વીશે હું વારંવાર પીરોજશાને ચેતાવતો તો પણ તે મારૂં માનતો નહિ.

(આજ પળે ધનજો દાખલ થાય છે ને થોડી ઘણી વાતચીત સમજે છે)

**ધનજો**—ઓ હો, મેહેરહોમજી! હજી પેલા લુચ્ચા પીરોજશા પાવડી ને ભુલતાજ નહિ કે? તે ઠીક તમુને રમાડી ગીયો હં! (તીરમાર અને ફીરોઝ પર નજર પડતાં ધનજો ચોંકે છે) વારૂં પણ મારાં ઘેરને તાલું કેમ? હું હમણાજ દુર વેરથી આયો ને જોઉંછ તો બારણાં બંધ! મનમાં મકું આપણા પાડોશી મેહેરહોમજીને તેઓ કાંઇ કહી ગીયાં હશે જેથી હું લાગલો હયાં આયો?

**મેહેરહોમજી**—તું ઘણો મોડો આયો, તારી દીકરીતો ગઇ પરમ દીનની મરકીનો ભોગ થઇ મરણ પામી, ને બધાં તારાં સગાંઓ ઘેર ખાલી કરી ધરમસરામાં રહેવા ગીયાંછ !

(ધનજો બહુ ચમકી શોર કરે છે)

**ધનજો**—શું મારી દીકરી મરી ગઇ? મારૂં વ્હાલું ફરઝંદ ગુમ થયું! ઓ ત્યારે આકાશી આવાજનો ફટકો આખરે મને પડયો. બસ આખી દુનિયા હવે ભસમ થાઓ! ઓ દેવતાઓ! તમે તમારૂં જોર ચલાવી આય પાપી દુન્યાને બારીજારી ખાક કરો કે ઇનસાનો પાપ કરતાં અટકે! ઓ પીરોજશા પાવડી

તારાં ખુનથી મેં શું મેળવ્યું? કાંઇજ નહિ, કાંઇજ નહિ, પણ પેલી કહેતી છે તેમ ખુનનો બદલો આપઘાત!

(ઘણાજ જુસ્સાથી પોતાના કમરબંધમાથી પીસ્તોલ ખેંચી કહાડી તે પોતાની છાતીમાં મારી દે છે, સઘળાં તેની આગળ દોડી જાય છે, પણ તેટલાં તો તે લોહી લુવાણ જમીન પર પટકાઇ પડે છે, ને હજુ થોડો ઘણો જીવ તેના બદનમાં રહેલો હોવાથી તે ભાંગા તુટા શબ્દોમાં પોતાના ગુન્હાનો એકરાર કરે છે.)

**ધનજો**—(અચકાઇ અચકાઇને) મેહેરહોમજી, હવે હું તે દાદારની દેવડી પર મારાં પાપોનો જવાબ આપવા જાઉં છ. હવે છેલ્લીજ ઘડી મારી રહેલી હોવાથી મારે સાચે સાચું કહી દેવું જોઇએ. ફીરોજશા પાવડીનું મેં ને શાપુર મોતાફ઼રામે ખુન કીધું હતું. તમારા દાગીના તે તમારી પાસેથી વેચવા માટે લઇ ગયો, અને પછી એ વાત તેને હમને કહી એટલે હમે તેનો રસ્તો કરી નાખવાની મસલત કીધી, ને રાતે એક એકાંત ખેતરમાં તેનું ખુન કરી તેને દાટી દીધો. (એકદમ ચમકી બેસે છે) ઓ, તેજ દેખાવ, તેજ વખત, તેજ રાત, ઓ મને તેનું રૂહ દેખાય છ! (મોટો પ્રકાશ થઇ ધનજાને રૂહ દેખાય છે) ઓ, ઓ, તેજ, તેજ, તેજ, (મરણ પામે છે)

(ધનજો એક દચકું ખાઇ મરણ પામે છે. બધાં માહેતમ કારક દેખાવે તેને ડોળા ફાટી જોય છે. શોકાતુર મ્યુઝીક ચાલે છે. ધીમે ધીમે પડદો પડે છે.)

---

# અંક ત્રીજો. પ્રવેશ ૪ થો.

## બાગ.

(તીસ્માર ને ફીરોઝ દાખલ થાય છે. તીસ્માર ઉરદુ ગાયન ગાય છે. ફીરોઝ શોકાતુર દીસે છે.)

### ગાયન ૨૭ મું.

(છુટા નારીકા સતપન વોહ છુટા). રાહ.

છુટા દુનિયાસે નેકીકા બાન છુતા.
કહાં હયે વ્હો પીરો મરદો કાંહાં હયે,
આજતો હયે ઇસ્કુ ઉસ્કુ લુતા———છુટા
દુનિયાકા કારોબાર બીગરા, બીગરા, બીગરા,
બીગરા, હાં,—૨

સબકો દે એલાહીતાલા,
સબકો સાલેહ કર, ગરીબ પે નેગાહ ધર
ખુશી ખુરમી ભર, તું યજદાન
તું હયે સબકા પાસબાન.

ફીરોઝ—તીસ્માર, તારૂં વિદ્વતા ભરયું ગાયન બોલેબોલ ખરૂં છે. આ જુઠી દુન્યા હજારો કાવાદાવા અને ફંદ ફરેબથી ભર પુર છે. અફસોસ, મારા મરહુમ વહાલા પીતાનુ કરપીણુ હાથોએ કમકમાત ભરયું ખુન થયું. ઓ તે પાપીઓએ તે મારા બુઝરગને રેંહેસી નાખ્યો, તે કંગાલોએ દાગીનાની લાલચે તેને ઠાર કીધો, ઓ મુજી, પાપી, કરપીણ, શાપુર, શાપુર, હવે ત્રણ લાકડે ચઢી જવાનો તારો વખત આયો, અહાહા! તેં એક નીરદોશ કુમારીકાને ફસાવવાની વેત્રણ કીધી, તારો લોહીથી ખરદાએલો હાથ તેણીના હાથમાં આપવાની બાજી રચી, પણ તે કીરતારે અંતની ઘડીએ તારૂં ભોપાલું બહાર પાડયું; તારાં પાપનો ઘડો આખરે ફુતો, ઓ દૈત દૈત, હવે તું તે સાહેબ આગળ શું જવાબ આપશે ? દોજખના દેવો તુંને કેવા કાળા ગારમાં નાખશે, ઓ કીનો! કીનો!

**તીરમાર**—શેઠ, શેઠ, એટલા ઉશકેરાઇ ના જાઓ, પાપીઓને અલ્લા જ ઉઘાડા પાડેછે, ને તેજ તેઓને સજા કરેછે; આપણને કાંઇબી ધીલ કરયા વગર હવે વસઇ ઉપડી જવું જોઇએ ને એ લુચ્ચાની ધન નસલ નાબુદ કરવી જોઇએ. ધનજાનો મરતી વખતનો એકરાર મોબેદ મેહેરહોમજીએબી સાંભળ્યો છે એટલે એવણ શાક્ષી આપશે, ને એની પર વારંટ નીકળશે.

**ફીરોઝ**—હા, હવે ધીલ કરવી નહિ જોઇએ. આજનીજ ગાડીમાં આપરે ઉપડી જઇએ, ને કાલે તો તે લુચ્ચાના ભુરકા તાટ થઇ જશે. ઓ પાપી, પાપી, હવે તારી વારી આવી!

(ફીરોઝ ઘણાંજ ઝનુનથી ગીત ગાય છે, તીરમાર તેને સમજાવવાની વેત્રણ કરે છે)

## ગાયન ૨૮ મું. ઇંગ્રેજી.

ચકમા ચલતા છલતા જલતા મુજકો એહ કયા દીલમે સમઝા (રાહ)

ઓ મુજી પાપી તુને કાપી
તુકડા કરશ લોહીથી છાપી
તારાં પાપો દાદાર માપી
નાખશે ગારમાં ચાંપી.—ઓ મુજી
 માર પડશે સનનનનનન
 અવાજ થશે ખનનનનનન
તુંને પકડી, નાંખશે જકડી, જસે તું બહુ અકડી.

(ગાયન ખલાસ થતાં બેઉ જાય છે)

---

# અંક ત્રીજો પ્રવેશ પાંચમો.

(દિન્યારજીના મકાનનું દેવાનખાનું આઇ અને પેસી
એક સોફાપર બેઠેલાં દિસે છે. પેસી ગીત ગાય છે)

## ગાયન ૨૯ મું ઇંગ્રેજી.

*Bric-a-Brac-air.*

અહા ઘોડા મેરા ચલતા (રાહ)

અહા તું મારી ગુલબદનની નારી કેવી વ્હાલી છે,
તારી ખુબસુરતી પર જાલી ભરવા, તઇયાર તારો આ માલી છે.
તારાં મોહીનીની બસ લેહેર આપેછ, આ તારી એક બાલી છે,
તારી બાલોની લપંટ સાથે, તારી આંખ કેવી કાળી છે.
તારાં હોશન પર ચાંદની શરમાયે છે,
સુરજ પોતાનું સર ઘાંકેછ.
તારા દિદાર દેખી તારા લજવાય છે
એ બધી સરસાઇ સાંખેછ
હું ખરૂંજ કહેવુંછ જો જાન—ચાહુંછ તુજને મારા પ્રાણ-અહા.

**કોરસ**

ખોદાએ નારીને ખુબસુરતી સજાઇ છે
મરદોનું દીલ જીતવા એ તેઓથી ભજાઇ છે
નથી મરદોમાં ખેંચાણ, એ તેઓથી નજાઇ છે
ખેંચાણ છે એટલુંજ, જે તેઓની મરદાઇ છે

**પેસી**—(ગાયન ખલાસ થતાં તેણી આગલ ગુંડણમંડી પડી) વ્હાલી આઇ ! હું તારોજ છું. મને એક બચી કરવા દે.

(તેણી પોતાનો ગાલ આપે છે, તે બચી કરે છે)

**પેસી**—(બાજુએ) છટ ! કંઇ પાણી નહિ મળે આપરે જે કહિએછ તે કબુલ કરી દેછ, બીચારી ભોટ છે (તેણીને) હવે આપરાં જલદીજ લગન થશે ?

**આઇ**—હા, હવે આંઠએક દહાડા રહયાછ, બધી ચીઠીઓ વ્હેંચાઇગી ચુકીછ, ને પપાએ જવેરીઓ ને કાપડીઆઓને મુંબઇ ઓરડર કરોબી મોકલ્યાછ. હવે થોડા દહાડામા ફીરોઝબી આવી લાગસે ને આપરાં લગન મોટી ધામધુમથી થશે.

**પેસી**—(બાજુએ) એની એક આંખ મોટી છે! (મોટેથી) ત્યારે તમે એથી ઘણાં ખુશી છેઓની? (બાજુએ) ડાબી આંખ મોટી છે હં!

**આઇ**—એ વરી સવાલ કેવો? બેશક હું ખુશી છું?

**પેસી**—કાંય?

**આઇ**—તમે તમારી બારીએ બેસીને પીકચર રંગતા તા, તે હું હંમેશાં તમારો સુંદર ચેહેરોજ જોયા કરતીતી ને (શરમઇ) તમુનેજ યાદ કરયા કરતીતી!

**પેસી**—(બાજુએ) છટ! એતો નાકમાંથી બોલેછ?

**આઇ**—વરી આપરે પણુયા પછી રોજ શું શું કરશું તેને લગતું મેં એક પ્રોગ્રામ બનાવી રાખ્યુંછ, જે તમારી મરજી હોય તો તમુને વાંચી સમજાઉં.

(ખીસાંમાંથી કાગળ કહાડે છે)

**પેસી**—વાંચોની જોઉં?

**આઇ**—(વાંચતાં) જુવો સાંભળો; સવારના આઠ વાગામાં ઉઠવાનું.

**પેસી**—(છંછેડાઇ પડી) છટ, છટ! આઠ વાગામા એટલું સકારે કોણ ઉઠે? દીયર નવ વાગે ઉઠવાનું લખ.

**આઇ**--(પેનસીલે કાગળમાં સુધારી) વારૂં ત્યારે નવ વાગે. પછી ત્યારે આપરે સાથે સ્તેશન પર ફરવા જઇશું.

**પેસી**—પુ! સ્ટેશન પર કોણ જાય! નકામુ ત્રેનના ધુમાડાએ ગલું સુજી આવે! એના કરતાં તો પેલા કાસમ કુતારના તબેલામા રોજ સવારે બલદોને નાંર મારેછ, ત્યાં જરા બે ઘડી ફરી આવ્યે તો જીવનો જીવ બહેલાય ને વરી સાથે લાગું

જોવાનું મળે. તેમજ વરી આપુને જોઇને એ લોકો બલદો પર નાર મારતી વખતે ઘાતકીપણું નહિ ગુજારે, એટલે પુનની હાંસલ થયું ? ફરવું ને ફરવું, ને પાછો સવાલ. ત્યારે રોજ હયાંજ જવાનુંજ લખ. (બાજુએ) દાબી નહિ જમણી આંખ મોટી લાગેછ!

**આઇ**—વારૂં ત્યારે, જેમ તમારી મરજી. હું તમારીજ મરજીનું થવા દેવસ. (કાગલમા સુધારીને વાંચે છે) ત્યારે સવારે કાસમ કુતારના તબેલામા બલદોને જોવા જવાનું. વારૂં પછી નાસ્તો લેવાનો, જેની વાણીઓબી મેં લખી રાખીછ.

**પેસી**—(બાજુએ) જે કહીયેંછ, તે હાંજીહાં કરેછ, જોઇએ જરા વધારે ચાંપી જોઇએ. પાણી કેટલું છે તે જણાઇ આવશે. (મોટેથી) મકું એ કેઇ કેઇ બાણી લખીછ ડીયર, જોઇએ જરા વાંચની?

**આઇ**—હા, સમજો, પહેલાં કોફી.

**પેસી**—(છછણી પડી) બરી કોફી! સવારના પહોરમા કાફી શું? એના કરતાં તો આપરા પેલા બમન બુકકાના પીઠાંમાંથી નીતરો કાચ જેવો કલઇ બેવરો મંગાવ્યો હોય, ને તેના બે કોપતાં ચહડાવ્યાં હોય તો વરી પેટમા તાહરક પરે ને કામ સુજે તે જુદું. ડીયર, તું એ તારાં બેણ કોટક રેહેવા દે. આપરૂં જુનુ તે સુનુ. આપરા કીયા બાપદાદા કાફી પીનાતા?

**આઇ**—જેમ તમારી મરજી! હું તમારીજ મરજીને તાબે થઇ રેહેવશ, ને જેમ કેહેશો તેમ કરશ. વારૂં તેરે (કાગલમા સુધારે છે) સવારના બેવરો.

**પેસી**—(બાજુએ) ઓતતારી! આય તો સદંતર બોરચું છે? એની સાથે પાટલો કેમ ફાવસે! વરી શું ગણું બોલેછ! છટ એ બૈરી આપુને નહિ ચાલે! જોઇએ જરા હજુ વધારે ચાંપી જોઇએ. (મોટેથી) મકું ડીયર તેં તરેલા સાંપ ખાધાછ કે?

**આઇ**—(છછણીપડી) તરેલા સાંપ? જાવ જાવ એ શું ઘેલું ગાંડું બોલોછ?

**પેસી**—(બાજુએ) એમતો કંઇ છેકજ ખોટ નથી, જરા વધારે દમ કરી જોઇએ. (મોટેથી) ઓતતારી! તારે તેં તરેલા સાંપ નથી ખાધા કે? અરે હવે તો મુંબઇમા મતનને ઠેકાણે સાંપ વેચાયછ, તે તમે ગાંમરયાંઓને શું ખબર પડે! ખાટકીઓની જગાએ હવે મદારીઓ સાંપ લઇને મારકીતોમા વેચવા બેસેછ. ત્યારે આપરે હયાંથી સાંપ પકરાવી મંગાવશું ને નાસ્તા પર હાથ મારશું!

**આઇ**—(ગુસ્સાથી) મરે એશું તમે ફાટું ફાટું બોલોછ?

**પેસી**—(બાજુએ) બ્હા, બ્હા, કાંડો ખીલે છ, છે એમ તો પાણી છે (મોટે દમથી) નહિ જે હું ખાઉં તે તારે ખાવુંજ પડશે!

**આઇ**—(નરમ પડી જઇ તેના ગલે હાથ નાંખી) જેમ તમારી મરજી, વ્હાલા. પણ મરે નાશતાપર સાંપ! મુંવું બોલતાંજ કેવી બીક લાગેછ?

**પેસી**—અરે કંઇ નહિરે ડીયર, એતો પેહેલાં આપુને એમ લાગે. એમ તો વાણિયાંઓને બુમલાના નામથીજ ઉલટી થાય, ને સાહેબ લોકને જીવતી ખીસકોલીના લોહી ચુસી જતાં જોઇ આપરે સુગાઇ ઉઠીયે. એ મુજબ દરેક ચીજ પહેલાં ખાતાં સુગ લાગે, પણ પછી એક વખત મોંહાડે બતાકો લાગો કે કચર કચર ચાવ્યાજ કરો! તું તરેલા સાંપનો સ્વાદ તો જોજે, કેવો સુકાં તુરિયાં જેવો લાગેછે તે! (બાજુએ) છટ, હું તો મકું છેરઇને ઝાડના ઝાડ તોડી પારસે પણ કંઇ નહિ. બીલકુલ બોકરી જેવી બોકરી છે ને વરી સાથે એક આંખ મોટી ને ગુંગણુ બોલેછ. ફુ, એ બા આપુને નહિ ચાલે. આપુને તો એકના સાત જવાબ આપીને ઉભી રહે તેવી જોઇએ (તેણીને) પણ ડીયર તું એક ચીજ તો ભુલી ગઇ! સવારના તો હું તુંને પેન્ટીંગનું લેશન આપવા માંગુછ, તેની નોંધ કરી રાખજે.

**આઇ**—હા, ખરા હું તો તે ભુલીજ ગેઇ.

**પેસી**—(ગુંગણું બોલી તેણીની ખીચ પાડી) ને હુંબી ભુલી ગીયો.

**આઇ**—એ તમારા અવાજને શું થયું ? તમે નાકમાંથી કાંય બોલોછ ?

**પેસી**—(બાજુએ) પોતે બોલેછ ને મને કહેછ. (મોટેથી) જરા છીક આવેછ (છીક ખાય છે) હવે ડીયર તું જઇને પેલાં તેં ચીતારેલાં પીકચરો લઇ આવ. જોઇએ કેવાં પારેલાં છે ?

**આઇ**—(ખુશીથી) હા, જરા બેસો હું હમણા લઇ આઉં !

(જાય છે)

**પેસી**—(એકલો) મામલો તો છેક હદ સુધી બગરી ગીયો ! આપુંને ખબર નહિ કે આય પોરી આની બકરી જેવી છે ! જે કંઇ કેહેયું તેનો બસ એકજ બકરીની કાંણી બેંએ કરીને જવાબ આપવાની. ફલાણું એમ થવું જોઇએ. (અવાજ કહાડી) બેં ફલાણું એમ નહિ કરવું જોઇએ જવાબ બેંએ. એ શું ? આપુને બા એ નહિ ચાલે. આપુને તો વીછનની કાણી લડે ને માંછણની કાણી હાથમા કોઇતાંને બદલે સપાટ પકરીને ઉભી રહે તેવી બૈરી જોઇએ. એનુ નખ્ખોદ જાય એના ધાંખરાનું ! તે લુચ્ચાએ કેથો મને એને પહેરાવી દેવાનો વિચાર કરીનેજ આય અગાશી પર બેસારી રાખી હોસે. એકઝીબીશન પર પાણી ફરયું, ને શિવાજીના વાઘ નખની ધુળધાંણી થઇ ગઈ. પણ હવે એ બળામાંથી છુટું કેમ ? આય મારાં હુલડાઇ ભરેલાં કામથી મને બરાબર ધડો મળેઓછ કે કોઇબી બૈરીના આચાર વિચાર જાણ્યા બાદજ તેણીને ઉચકી લઇ જવી જોઇએ. એમનો એમ લાગલો એને ઉચકી ગીયો હવે એની સાથે પણયા વગર છુટકો નથી; પણ પણવાથી તો એ બીચારી ભોગમા પડસે ? હા, હું તો એનો જોસ્સો ઉસ્કેરવા આખીને આખી તાંચલીજ એના દીલમા ભોકી દેવસ. આપુંને કંઇ એવું બકરીની કાણી બેં બેં કરવાનું ચાલે નહિ. એની સાથે પણવા ના કે હું તો સાતએક વરસ બટંએ હવા ખાઇ આવવું પડશે ! હું એને ઉચકી ગીયોછ ને વરી કેદ કીધીછ, તેમજ વરી પેલા સુકી કોલમીવારા સાથનું એનું કાજળી ભાંગુછ (સામે જોઇ) ઓ પણ એ કોલમીવારો કોલીજ હયાં આવેછ !

(જમશેદ દાખલ થાય છે)

**જમશેદ**—(પેસીને જોયા વગર) બધું સમાધાન થઇ ચુકું. એ નવી સાથેની પ્યારમાં પડી ચુકયા! અહા! શું ચેહેરો! શું આંખ! શું નાખ! શું પાંખ!

**પેસી**—(બાજુએ) એનેજ પેલી બકરી પાછી પેહેરાવી દઇએ તો કેમ? જોઇએ ત્રાઇ કરી જોઇએ. (મોટેથી જાણે તેને સાંભળ્યો નહિ હોય તેમ) અહા! શું ચેહેરો! શું આંખ! શું નાખ! શું પાંખ!

(જમશેદ ચોંકી તેને જોય છે)

**જમશેદ**—હલો, મી० પેપરમીંટ તમે હયાં છેવો કે?

**પેસી**—હા, મી० કોલમી.

**જમશેદ**—તમે હમણા કોણુને માટે બોલતાતા?

**પેસી**—બેશક આઇને માટેજ.

**જમશેદ**—હોસે, પણ તમે બાઇને બરાબર જોવો તો જરૂર તમારૂં મત ફેરવો.

**પેસી**—તમે જબરી છકર ખાવોછ. આયતો ખુબસુરત, ને વરી સાથે સવાલ જવાબ શું તાહુકા તુચકાના! (બાજુએ બકરીની કાંણી અવાજ કહાડી) બેંએ!

**જમશેદ**—છટ, છટ, તમે બાઇને જોવો તો જરૂર એની પર મોહી પરો. એતો બરાબર દોઢ બે કલાક એકી ટગરે જોયા પછીજ માણસ પ્યારમા પડે. અંહા! શું એની ખુબસુરતી. જુઓ સાભલો:

**ગાયન ૩૦ મું. ઇંગ્રેજી.**

*Sobre Las Olas*

અથવા

*Over The Waves*

**જમશેદ**—કેવી મધુરી, મારી એ છે બધાંમા પુરી
**પેસી**—મારી સૌથી નુરી, તે છે તારાવારીથી સુરી
**જમશેદ**—હા ભોકાય જો જરાક છુરી, તો એસાદે કાશે જુરી
**પેસી**—મારીની આંખ ભુરી
**જમશેદ**—તેતો કપરી ને કહેવાય બુરી

## કોરસ.

પેસી—જાજા ઓદાની જાજા, એતો કહેવાય બચાંની છુરી
જમશેદ—જાજા બેભાની જાજા, એતો લાગે જેમ હોયની તુરી.
પેસી—જાજા દેહેકાની જાજા, મારી વગરતો જાવું હું જુરી
જમશેદ—જાજા ગુમાની જાજા, તારી એવી તે શું છે ફરી!

**પેસી**—(ગાયન ખલાસ થતાં) પણ તમુને દુઃખતો બહુ ઉપજ્યું હોસે?

**જમશેદ**—શાથી!

**પેસી**—બેશક, આઇ જેવી એક પરીને ચાહયા પછી, કોઇ બીજો આવીને તેણીને છીનવી લે એ ઘણુંજ ધાસ્કો છે. (બાજુએ) હવે એ ખુશાલીથી દોવાનો બની મારો પગ ચુંમસે હં! (મોટેથી) મી૦ સુક્રી કોલમી! હું આઇને તમુંને પાછી આપી દેવુંછ! (પોતાનો પગ બહાર કહાડેછ)

**જમશેદ**—(અજાયેબીથી) હેં! નહિ! નહિ!

**પેસી**—ખરેખર, હું તેણીને તમને આપી દેઉંછ. જાવો લઇ જાવ, એ તમારીજ છે. (પાછો પગ બહાર કહાડે છે)

**જમશેદ**—(હસીને) ઓહો! ઉપકાર થયો, પણ હવે ઘણું મોડું થઇ ગીયું.

**પેસી**—એટલે?

**જમશેદ**—હું બાઇના પ્યારમા પડયોછ, ને હવે કોઇ મને દુનિયાનો ખજાનો આપી દે તોબી તેણીને નહિ છોડું!

**પેસી**—(ટંકોરથી) દસ મણ સુક્રી કોલમા આપે તો?

**જમશેદ**—તોબી નહિ. અરે એતો કવી છે કવી! બોલ બોલતાંમા કવીતા બનાવી દેછ. જુવોની હમણાંજ પોતાની બેહેનને વરે એક દોહરો બનાવી દીધો તે. જુવો હું વાંચુંછ:

(ખીસાંમાંથી કાગળ કહાડી વાંચે છે)

આઈ મારી આઇ
જલદી હયાં આવ, નહિ તો તારો ચોટલો જસે પીખાઇ,
તુંને થઇ આવશે વાઈ,
તો પછી તારી થવસ હું દાઇ.

**પેસી**—(ટકોરથી) વ્હા, વ્હા, વ્હા, વ્હા, શું દોહરો છે !

**જમશેદ**—(ખુશીથી) શું એમા ઝમક આવેછ ! મનેગી એને લગતો એક દોહરો બનાવવા કહયોછ, પણ મારૂં મગજ ચાલતું નથી.

**પેસી**—અરે તમેબી, આઇને દેવે ખાઇ, તેને લઇ ગીયો સોડા પાઇ, તે બેઇ ઉચકાઇ. એમ ચલાવી દેવોની, એમાં વરી મુસ્કેલ શું છે?. તારે તમારી બાઇને તમુંને શિખવતાં આવરતું નથી. મારી આઇ તો એવી છે કે બોલબોલતાંમા કવીતાની કવીતા શિખવી દેછ. જાવો હું એક વખત ફરીથી કેહુંછ કે એને હું તમુંને પાછી આપી દેઉંછ.

**જમશેદ**—પણ તારે તમારૂં શું થશે ?

**પેસી**—(હાય મારી) મારૂં કલેજું ફાટી જશે, પણ ફીકર નહિ.

**જમશેદ**—છટ, જ્યારે જમશેદ બંદો એકની સાથે ચોંતેછ, તારે કદી પાછો નીકળતો નથી !

**પેસી**—જેમ કોલમી આપુંને ચોંતે તેમ. અરે ભલા માણુસ એમ આવ એમ આવ.

(બાઇ દાખલ થઇ તેઓની વાત છુપી રીતે સમજે છે)

તું તદન ભોલો છે. તેં બાઇનું નાક ધ્યાનથી જોયુંછ?

**બાઇ**—(પછવાડેથી) એં ! એ પેલો મારે વરે શું કેહેછ?

**જમશેદ**—કેમ નાકને શું છે !

**પેસી**—અરે રબરનું છે ! રબરનું ! મને આમ એ લોકોના ફરંગી નોકરે બરાબર કહયુંછ. કેહેજે એ એક દહાડે રેલવેની લાઇન પર ફરતીતી તેવામા એક ત્રેનની અડફતમા આવી જતાં ત્રેન બરાબર એના નાક પરથી ચાલી ગેઇ ને આખું

નાક છુટું પડી ગીયું. પછી એના બાપે દાકટરની સલાહ લઇ રબરનું નાક પેરીસથી કરી મંગાવ્યું, ને તે ચોંટારી દીધું. એતો ખુબ ધ્યાંનથી જોવાથીજ માલમ પડે!

**જમશેદ**—(ગભરાટથી) ખરેખર! હું હમણાંજ જઇને ખેંચી જોઉંછ!

(જવા કરે છે)

**પેસી**—(તેને રોકી) અરે પણ પછી આપરે બધા સાથે મીટીંગ બોલાવીને તપાસ કરશું.

**જમશેદ**—નહિ મારે હમણાંજ જોવું જોઇએ.

**પેસી**—તે એ કંઇ એમ થોડું દેખાયે જે. અરે એતો એને માટે જોવાનો ખાસ હોરોસકોપ આવેછ તેમાંથી જોય તેરેજ માલમ પડે. જુવોની મારી પાસે તેલસકોપ છે. તમે એ બાબે કોસ આગલથી બોલતા ના. હું હરૂસેથી તેલસકોપ લાવસ ને પછી હું તમુને દેખારસ. હમણા તો તમે ચુપજ રહેજો. તમે પાસેના ઓરડામા બેસો પછી આપરે મસલત કરશું.

**જમશેદ**—ઠીક છે, હું જરા દોહરો બનાઉંછ, (જતાં જતાં કાગલમા લખીને) દેવ લઇ ગીયો સોડા પાઇ. તેણી ગેઇ ઉચકાઇ.

(જાય છે)

**પેસી**—(તેની પાછલ) તુંને થઇ આવે વાઇ, (હસીને) હા, હા, ઠીક બનાવ્યો. જોઇએ એને પેલી બોકરી પેહેરાવી દેવાયછ, એને એ ઠીક બંધ બેસ્સે. પણ હવે પેલી રબરના નાક વારીની પરીક્ષા લેવી જોઇએ!

(બાઇ ગુસ્સાથી તેની સામે આવે છે, પેસી ચોંકે છે)

**બાઇ**—(ગુસ્સાથી) હા, મારૂં નાક રબરનું છે ની?

**પેસી**—(ચમકીને અજાણો થઇ) તમારૂં નાક સબરનું છે? એટલે તે શું?

**બાઇ**—(ઘણાજ ગુસ્સાથી) અજાણા ના થાઓ! મારી આગલ એ નહિ ચાલશે! હું તો ખાસરૂં મારીને મોનું ભાંજી નાખસ!

**પેસી**—(બાજુએ) અહા! એ તે બૈરી! શું પાની છે! પેલીતો (બકરીની કાણી અવાજ કરી) બેંએ!

**બાઇ**—હમણાંજ તમે મારા જમશેદને કહયું કે મારૂં નાક રબરનું છે!

**પેસી**—જી હા, નહિ, મકું એતો તમારા કયેતાને મને કહયુંતું.

**બાઇ**—(તેની આગલ ધસી જઇ) મરીગીયા મુવા ચોર! મારી આગલ એ નહિ ચાલસે હું તો કુંમણુમ ફેરી નાખસ!

(તેને બરડા પર ધમકા મારે છે. તે બધે દોડે છે. તેણી તેની પુઠે દોડે છે)

**પેસી**—(બાજુએ) વ્હા, વ્હા, એતે બૈરી! પેલી તો બાવાજીનું બુચું (અવાજ કહાડી) બેંએ. (મોટેથી) અરે માફ કરો, હુંતો અમથું હસવામા બોલ્યો.

**બાઇ**—(ઘણાજ ગુસ્સાથી તેની આગલ ધસી જઇ) હસવામા! મુવા કોઇની છોકરીની મશ્કેરી કરી હસેછ? (તેને બરડાપર મારેછે)

**પેસી**—(બાજુએ) અહા, શું થોસા પરેછ, હાથણી કેાા, મજનુન છે! એને બૈરી! પેલીતો મેંઢી (અવાજ કહાડી) બેંએ. (મોટેથી) અરે મીસીસ બાઇમાય, જોવોની તમે ગુસ્સે ના થાઓ મકું અસલ વાત એમ છે કે. (તેણી તેની નજદીક જાય છે) મકું તમે જરા દુર ઉભા રહેવો મને બીક લાગેછ. (તે તેણીથી દુર જાય છે) અસલ વાત એમ છે કે મેં જમશેદ ને એમ ઉંધું ચતતું સમજાવ્યું, કેમકે મને એ જોઇતોતો

**બાઇ**—(બીજાસથી) જોઇતોતો? એટલે, ખાવા જોઇતો તો કે?

**પેસી**—નહિરે મકું આઇમાય સાથે એના લગન કરવા.

**બાઇ**—પણ આર્ઇ તો તમારી છે?

**પેસી**—અરે એ બધું ઠીકજ છે રે!

**બાઇ**—એટલે મને સમજ નથી પરતી જરા ખુલ્લી રીતે બોલો!

**પેસી**—વાત એમ છે કે આઇના શરીરની તેમપરેચર અઠાણુંથીબી બહુ ઓછી રહેછ એટલે એ આપુંને નહિ ચાલે. આપુને

તો જરા જરામા તપી જાય તો!! એકસો પાંચ દીગ્રી વાલી ગૈરી જોઇએ!

બાઇ—કેમ એને માટે તમે આટલું આટલું કીધું ને હવે એમ કેમ?

**પેસી**—હું શું કરૂં? એતો તદન બોકરી નીકલી! જરા જરામા બસ બેએ કરીને બોલવા શિવાય એને બીજું કંઇબી આવરતુંજ નથી. જે કંઇ પુછો તેનો બેએંજ કરીને જવાબ આપેછ, જાણે ઠંડાં પાણીનું ભરેલું માટલું, જેમાં બ્રાંડીનું એક ટીપુંબી નહિ મળે તેવું લાગેછ. વરી તમે બીજું કંઇ જાણોછ? તદન વકત લેણ જેવી છે.

બાઇ—(ઘણાજ ગુસ્સાથી) ખબરદાર જો એવું મારી બેહેનને વરે બોલશો તો! ધકા મારીને બહાર કહરાવસ!

**પેસી**—તારે તમે મને આવી એક સાથે પણવાની જાણે મારીકુતીને ફ્રરજજ પારોછ? મીસીસ બાઇમાય તમે જમશેદનો ખ્યાલ છોડી દેશો તો હું તમારો મોટો ઉપકાર માનસ. એને આઇ સાથે પણવા દેવો.

બાઇ—(છણુકાથી) એતો આઇ સાથેજ પણવાનો ઉતો! તમે હાતે કરીને એમ કીધું શું કામ? એમતે કંઇ પાંચ પાંચ મીનીટે વરો બદલાતા હાસે?

**પેસી**—પણ તેરે આગરે એમ કરિયેં. તમે જમશેદને આઇ સાથે પણવા દેવો ને હું તમારી સાથે પણનું? અરે હા, એ ઘણું ઠીક થશે. હું તમારી પરન્દિવાનો થઇ ગીયોછ, ને તેથીજ મેં આય યુકિત કીધીછ. હા, તમારા બાવા કાંહાં છે હું તમારા હાથની માંગણી કરૂં. મીસીસ બાઇ મને કબુલ કરો (તેણી આગલ ગુડણ મંડી પડે છે) બી માઇ હસબન!

(દીન્યારજી હાથમાં કોથલો લઇ દાખલ થાય છે, પેસી ચમકીને ઉઠી જાય છે)

**દીન્યારજી**—(તેને જોઇ ચોંકી) કેમ અરઘીની ચારવારી, એ હયાં શું કરેછ? એતો જમશેદની છે, તેની સાથે તું શાનો ચેડાં કહાડેછ?

**પેસી**—અરે નહિરે જી ! એતો હું જરા એવણુની સારીની કોર જોતોતો !

**દીન્યારજી**—તારે તું કોર ભરતાંગી જાણેછ કે ? વ્હા, વરી રંગારી ને સાથે લાગો હોરાજીની કોર ભરનારો ! ચાલ આઇને કોર ભરવાની મેહેનત નહિ પરસે (બાજુએ) એકતો રીકલીબી છે. (મોટેથી) મકું આઇને તો પાસેના સુખલાજીની કુંબઈ બોલાવવા આવેલી તે એ તહાં ગેઇછ, ને આય પીકચરો તુંને દેખાડવા મોકળયાંછ તે લે. એનો હાથ જરા જો સુધરયોછ કે નહિ. ચાલો હવે ફીરોઝબી થોડા દહાડામા આવી લાગશે એટલે ધામધુમથી તમારાં લગન કરી આપિયે. બધી ચીઠીઓ તો વ્હેંચાઇ ગેઇ.

**પેસી**—(બાજુએ) મોસમોહકાન !

**દીન્યારજી**—(એક ખુરશીપર બેસી) આવો જરા આઇના પીકચરો તો જોઇએ ? (કોથલો ઉત્રાડે છે)

**પેસી**—(તેને) મી૦ દીન્યારજી, હું તમારી સાથે કંઇ ખાનગી વાત કરવા માંગુંછ !

**દીન્યારજી**—ખાન ઘીની વાત ! કેમ કંઈ ભાવ બાવ ઓસરયોછ કે ? (કોથલામાંથી એક પીકચર કહાડી) આય જોયું કે મરઘી સેવન બેઠીછ તેનુ પીકચર છે ! કેમ મી૦ પેપરમીંત એમાં કંઈ ખામી છે કે ? (પીકચર તેને દેખાડે છે)

**પેસી**—(બાજુએ) હવે એ કેમ પતસે ? (મોટેથી) વ્હા, ઘણું મજાનું ! ખામી કંઇ નથી, જરા મરઘી કરતાં ઇંડાં મોટાં પારયાંછ !

**દીન્યારજી**—(પીકચર બારીકીથી જોઇ) હા, બરાબર ઇંડાં મરઘી કરતાં મોટાં છે, ને વરી મરઘીની ઉપર ઇંડાં બેઠાં હોય તેવું લાગેછ ! ઇંડાતો મરઘીની હેંઠે જોઇએ. ત્યારે એક ભુલ થઇ. જોઇએ બધી મલીને કેટલી ભુલ નીકળેછ ? વન મીસતીક. વારૂં આય બીજું ન્વેવ જોઉં ? (બીજું પીકચર કહાડે છે) વ્હા, એતો ભેંસનું સીંગરૂં પારયુંછ ! અરે ! મી૦ પેપરમીંટ તમારા વાઘ નખને વરે આય ઘણો

આરો નમુનો છે! વાઘ નખબી એવોજ વાંકો આવે! મારી દીકરી તમુને તમારાં પેન્ટીંગના કામમાબી બહુ મદદ કરશે!

**પેસી**—બહુ, બહુ, (બાજુએ અવાજ કહાડી) બેંએ!

**દીન્યારજી**—ને વરી ગરીબતો એવી છે કે જો તમે હાથીના ત્રન પગ કેહેશો તો તેબી કબુલ કરશે. બસ હાંજી, ને વારૂંજી થીજ વાત!

**બાઇ**—(છણકાથી) ચાલો, ચાલો હવે.

**દીન્યારજી**—તે એની તારીફ કરૂંછ તે તુંને અદેખી લાગતી હોસે, એ કંઇ તારા જેવી હઠીલી, મીજાસી, ને ફેરાઉંન નથી!

**પેસી**—(બાજુએ) એજ મારે લાયકની છેતો (મોટેથી) મી૰ દુકકર ખાઉ અરે દીન્યારજી, મકું જરા તમારી સાથે વાત કરવીછ, એ હમણાં રેહેવા દેવો!

**દીન્યારજી**—(કોથલામાંજ નજર રાખી બેધ્યાનીથી) બોલની દગલો રંગવાનું શું લેશે? આય પીકચર તો ભેંસના વરનુ છે!

**પેસી**—(બાજુએ) હવે એને કેમ સમજાવું? (મોટેથી) મકું દીન્યારજી બા મારે તમુને કંઇ કહેવુંછ?

**દીન્યારજી**—(કોથલામાંજ જોઇ) બોલની પણ ત્યારનો શું માથું દુઃખ બ્યા કરેછ. આય પીકચર તો બકરીની માયનું લાગેછ!

(બીજું પીકચર કહાડે છે)

**પેસી**—મકું જોબી તમારી છોકરી, ઘણીજ ચાલાક ખુબસુરત અને—'

**દીન્યારજી**—(કોથલામાજ જોઇ વચે બોલી) અને ગરીબ. આય પીકચર ગાયની બાછરીનું છ, વ્હા, શું આબેહુબ નકલ છે!

(બીજું એક પીકચર કહાડી તે પેસીને દેખાડે છે)

**પેસી**—(પીકચર પર અછડતી નજર નાંખી) હા, ઘણું મજાનું છે! ફકત ભુલથી ત્રણ પગને બદલે ચાર પગ પારી દીધાછ! (બાજુએ) હવે એની આગલ વાત કેમ છેરૂં?

**દીન્યારજી**—(વિચારવંત) બરાબર ! ગાયની બકરીને તો ત્રણ પગજ હોય!

**બાઇ**—(છણકાથી) પપા, એશું તમે ગાંડું ઘેલું જેવું બકોછ !

**દીન્યારજી**—હેં ! તારે શું ચાર પગ કે ! બરાબર ! એક આય (ખભાં પર હાથ મુકી ચાલાકરી) એક આય, ને એક આય. એનો તણ થયા (પાછા ગણે છે) એક આય, એક આય, ને એક આવ!

**પેસી**—(તેના બીજા પગપર છાપટ મારી) ને એક આય. મી૦ દીન્યારજી પાછું તમે બેવરાનું કાપડું ચહડાવી આયાછ! વારૂં ચાલો હવે એ વાત રેહેવા દેવો. એતો કોઈ કોઇ ગાયની બકરીઓને ચાર પગ હોયછ. (કોથલો તેના હાથમાંથી લઇ બાજુએ મુકે છે) હવે જુવો, જો તમુને અડચણ નહિ હોય તો, કેમકે હું કોઇનેબી અડચણ કરવા માંગતો નથી, માટે કદાચ હુ તમુંને અડચણ ભુલમા કરી દેઉં, અને એ અડચણ કરવા થકી હું બહુ દલગીર થાઉં. (બાજુએ) છટ પેલી બકરી વરે કેવી રીતે એની આગલ ખુલાસો કરૂં ?

**દીન્યારજી**--(તાજુબીથી બાજુએ) એ અડચણ ના વ્હાણ કેમ ફાતાં (મોટેથી તેની ટંકાર કરી) નહિ બા મને કંઇબી અડચણ નહિ થાય, ને જો મને અડચણ થાય, તો હું એ અડચણ માટે માફ માંગું ને એ અડચણ થકી—'

**પેસી**—(તેને વધું બોલતાં અટકાવી ) મી૦ દુકકર ખાઉ શેઠ જુવોની હું બહુ ગભરાઇ ગયેલો છું જેથી હું તમારી આગલ બોલી શકતો નથી. હુ તમુંને કાગલ લખી બધું વીગતવારે જણાવસ. સાહેબજી (બાજુએ) આય યુકિત ઠીક છે.

(બાઇનો હાથ તેણીની ના મરજી છતાં ચુમી ચાલી જાયછે)

**દીન્યારજી**—(તાજુબીથી) હેં ! એ દુકતાએ એનો હાથ સાનો ચુમ્યો ! ને એ મને લખી જણાવીને શું કહેવા માંગતો હોસે ? હુઉં ! ખોદાયેબી લખવાનો હુન્નર બનાવ્યો, ત્યારેજ આવા દાહોડચતુરો છાપરે ચહડવાની ! જરા જરામા બસ લખવાનું ? પ્યારને માટેબી લખવાનું ! (ખીચપાડી) તું મને ચાહેછ ?

તારે પેલી લખશે, કે તું મને ચાહી શકસે? એમ છ છ મહિના ડોરા તાણી તાણી કાગલો લખી લખીને આશક માશુકો મુરદાલ ચેંગાં પેંગાં થઇ એક એક સાથે વાત કરવાની હિંમત કરશે. હમારા વખતમા કેવું મજાનું ઉતું? બસ એક છોકરી ધ્યાનમા પેઠી કે બસ તેને દમમાંજ કેહેવાનું કે ચાલ મારી સાથે ચાર ચોખા છંટાવા! તો બસ તે તઇયારજ થઇ જાય! મકદુર નહિ કે ના કેહે! હવે તે વખતજ ગીયો. સૌ બારેવાટ થઇ ગીયું! ધરમની દુઆ દુર થઇ ગેઇ. આજે કોણ તરો લેછ?

(જમશેદ હાથમા કાગલ લઇ વાંચતો વાંચતો દાખલ થાય છે.)

**જમશેદ**—(વાંચતાં) દેવ લઇ ગીયો સોડા પાઈ, તેણી ગેઇ ઉચકાઇ પછી તેણીનું મોતું થયું કાલું સાઇ, જેથી દેવ થયો ચાંઇ.

**દીન્યારજી**—દેવ કાંહાં આપરાં ઘેરમાં આયોજ કે?

**જમશેદ**—અરે એતો પેલો દોહરો મેં રચ્યોજ!

**દીન્યારજી**—હં! હં! જોઇએ આગલ વાંચ!

**જમશેદ**—(વાંચીને) દેવે કીધો શોર બકોર, તેણી બોલી પથ્થર સાથે માંથુ ફોર, જેમ હોય જાણે કોઇ ઢોર!

**દીન્યારજી**—છટ ઢોર બોલ ઠીક નહિ લાગતો. એને બદલે મોર બોલ મુકયો હોય તો તે સોભશે. હોય જાણે કોઇ મોર. એટલે જાણેકે મોર જેવો હોય તેમ. મોર હમેશ નીચું જોઇ પથ્થર સાથેજ માથું ઘસેછ!

**જમશેદ**—ઠીક ત્યારે મોર લખીએ. બીજા દોહરા હું જોરીને તમુને વંચાવસ (જતાં જતાં કાગલમાં સુધારીને) હોય જાણે કોઇ મોર.

(આઇ દાખલ થાય છે)

**આઇ**—બાવાજી શાપુરજી આયાછ તે તમુને બોલાવેછ!

**દીન્યારજી**—ચાલ ઠીક થયું એની સાથે લગનનો બંદોબસ્ત કરવોછ.

(જાય છે)

આઇ—(આજુબાજુ જોઇ) હયાં તો નહિ મળે! હું તો મકું હયાં હોસે!

બાઇ—કોણ પેલો રંગારીક? (તેણીના ગલે હાથ નાખી) મારી વ્હાલી બેહેન તું તો સજજર છેતરઇ!

આઇ—કેમ શું થયું?

બાઇ—એતો કોઇ તદન દગાબાજ છે. એતો જમશેદને મારી પાસેથી લઇ તુંને તેની સાથે પણનાવા માંગેછ!

આઇ—બનેજ નહિ! એ મને પુરેપુરો ચાહેછ અને તે એને મને ઉઠાવી લઇ જઇ સાબેત કરી આંપ્યુંછ?

બાઇ—એને તુંને પહેલાં ચાહ્યો હોસે, પણ હમણા તો એને તારૂં મોનું વટીક જોવા નથી ગમતું. એને હમણાજ મારા દેખતાં એમ કહયું. એતો કેહેજે તુંતો તદન બોટ, બકરી જેવી બકરી, બ્રાન્ડીના એકબી ટીપાં વગરનું થંડાં પાણીનું માટલું, ને વકતસેન જેવી છે!

આઇ—અહા! હું એને ચાહવાનું સરૂ કરતીતી, પણ એ તારે આવો દગાખોર નીકળયો!

પેસી—(અંદરથી) કયેતાંન, એ ચીડો હયે વો શેઠકુ દેવો!

બાઇ—(અંદર જોઇ) અરે એજ હયાં આવેછ! હવે તું જરા એને તારૂં પાણી દેખાર. જરા હિંમત ધરીને એને બે ત્રણ સ્લેપ લગાવી કહાર, એટલે એ સમજસે કે એ જેવી તુને ધારેછ તેવી તું કાંઇ બોટ સોટ નથી. મેંબી હમણા એને એમજ ફટકાવી કહાડયોતો. જરા હિંમત રાખવી જોઇએ.

આઇ—ફીકર નહિ, હું એને બરાબર ઠેકાણે લાઉંછ. એતો હું જરા એને નમનતાઇ દેખાડવા ગેઇ કે એ જાણે કે હું કેવીક તાબેદાર છેઉં, પણ એને ખબર નહિ કે હું માંથાંની કેવી ફરાઉન છેઉં તે!

**બાઇ**—લે જો આવી લાગો હું ! સ્લેપથીજ કામ સેજે હું !

(બાઇ જાય છે બીજી બાજુએથી પેસી દાખલ થાય છે)

**પેસી**—(તેણીને જોયા વગર) પેલા દુક્કરકાપુ પર કાગલ લખી બધો ખુલ્લાસો કીધોછ. તેમાં પેલી બકરીના નામ પર મીંડું મુક્યુંછ, ને પેલી વાઘ્રણના હાથની માંગણી કીધીછ. હવે જોઇએ ડોકરો શું પતાવેછ તે, (બાઇ પર નજર પડે છે) અહો ! મજકુર બકરીબાઇ તો કેંથા હયાંજ ઉભેલાં છે !

(બકરીની કાણી અવાજ કહાડી) બેંએંએ !

(બાઇ ફરીને તેને જોય છે ને એકદમ તેનાં આંગ ઉપર ધસી જઇ તેને એક તમાચો લગાવી કહાડે છે)

**પેસી**—(બાજુએ) હેંએ ! એ બકરીબાઇ એકદમ વાંધન કેમ બની ગેઇ ? (મોટેથી) કેમ બાઇ સાહેબ તમારા આશક સાથે એવીજ રીતે વર્તોછ કે ?

**બાઇ**—(અજાણી થઇ) ઓ માવરે ! એ તમે છેવો કે ? અરે હું તો હમારો નોકર કયેતાંન તમુને સમજી ! માફ કરજો હું !

**પેસી**—(બાજુએ) તેરે કયેતાંનને મારવાની હિમંત છે ખરી !

**બાઇ**—મકું તમારો ચેહેરો હમારા કયેતાનના જેવોજ કારો કારો છે, ને વરી એના જેવાજ તમેબી મુન નાર અખની બાંગા જેવા છેવો !

**પેસી**—(બાજુએ) મેં એને વકત લેન કહી, તો એ મને મુનનાર ને અખની બાંગો કેહેછ ! અહા ! બ્રેવો, બ્રેવો ! હિંમત ને હુશિયારી છે ખરી ! પણ એ મને કારો કારો કેમ કેહેછ ?

**બાઇ**—વરી તમારી પછવારે ખુન નીકલી આવેલી છે જેથી—'

**પેસી**—(પછવાડે હાથ નાખી બરડો તપાસી) જેથી ?

**બાઇ**—જેથી હું તમારી સાથે પરણી શકતી નથી !

**પેશી**—(બાજુએ) તે હયાં કોણ બેસી રહ્યું છે? પણ એનામા એકદમ પાણી કેમ આવી ગીયું? જોઇએ જરાં ચાંપી જોઈએ. (મોટેથી) પણ હમણા તો તમે મારી સાથે પણવા કબુલ થયાતાં ને વરી રોજ સવારે કાસમ કુતારના તબેલામા બલદોને નાર મરાયછે તેગી જોવા આવવા કબુલ્યું તું, ને એમ ફરી કેમ જાવોછ?

**આઇ**—એતો મેં તમુંને અમથા બનાવી કહાડયાતા, ને મને ભોટ જાણી તમે મને તરેલા સાંપ ખવરાવવા કહી તમારૂં પાણી દેખાડી આપ્યું. હવે હું જાગી ગઇ છ કે તમે તદન નાલાયેક છેઓ. વરી તમારા પીકચરોગી બીલકુલ વાહીયાત જેવાં છે એટલે તમે પેન્ટર હોવાનુંગી દોલ ઘાલોછ !

**પેસી**—તમે મારૂં શિવાજીના વાઘનખ વારૂં પીકચર જોયું છ? એ હજુ જરા પુરૂં થયું નથી. જ્યારે એ બરાબર રંગાઇ રેહેશે ત્યારે આગી દુનિયામા મારી વાખવાણી થશે!

**આઇ**—હા, સુવું કોઇ ગીલી દાંડાનો સોતો લઇ તોહ્ડ્યો મારતું હોય તેવું તો કંઇ આય એમ હાથ કીધોછ (ચાલાકરી) તે લાગેછ! તમારા કરતાં તો હું સારૂં પારૂંછ!

**પેસી**—હા, મરઘી કરતાં ઇડાં મોટાં! લાવોની તમારા કોથરામા જોવની?

(કોથલો લેવા જાય છે)

**આઇ**—(તેનાં આંગપર ધસી જઇ) ખબરદાર જો મારા કોથરાને હાથ લગાડયોછ તો!

(કોથલો ઝુતાવવાની કોશેશ કરે છે)

**પેસી**—પણ હું તમારી ભુલ તો સુધારૂં!

(બેઉ ખેંચતાણ કરે છે. આઇ તેને એક તમાચો મારી કોથલો ઝુતાવી લે છે.)

**પેસી**—(બાજુએ) જબરી હિંમત વારી! હું તો એને બકરી સમજ્યો, પણ એતો કેથી વાઘન નીકરી! અહા, એતે બૈરી! (મોટેથી) ને વરી પેલો ભેંસનો વર કેવો પારેલો છે, જરા કોથરો ઉંધારીનેજ જોવોની?

(આઇ તેની પછવાડે આવી તેને ધમકા મારે છે)

**આઇ**—ખબરદાર જો કંઇ બોલ્યોછ તો! અનતર ઘરી હયાંથી ચાલી જા! (બાજુએ) હું છેક ફાસ ગઇછ હું! જેમ તેમ હિંમત કરૂંછ!

**પેસી**—(બાજુએ) વ્હા! શું મીજાસ! જાણે રૂસ્તમ પહેલવાનની બેટી બાનું ગોસસ! એતો એની બેહેન કરતાંબી બહાદુર છે! નકામું મેં એના બાપ પર કાગલ લખ્યું! (તેણી આગલ જઇ ગુઠણમંડી પડી) બાનું આઇમાય મને માફ કરો?

**આઇ**—(મીજાસથી) હા, મને વકટલેન ને બોટ બકરી જેવી કહેનાર તમેજકે? મને બાઇએ બધું કહયુંછ. હવે હું તમારૂં મોનૂં બી નથી જોવાની!

**પેસી**—પણ જુવોની મીસીસ આઇમાય મને જરા મીજાજી, હઠીલી, બોલીદરાજ, તીખી, વાતવાતમા મરાઇ પરે તેવી, બહાદુર, ને એકના સાત જવાબ આપીને ઉભી રહે તેવી બૈરી જોઇએછ. તારે મેં તમારામા તેવું પાણી કંઇબી નહિ જોયૂં તારે મેં મારો વિચાર ફેરવ્યો, ને તમારી બેહેન પર નજર દોડાવી, કે જેણી મને મારા ટેસ્તને બરનીજ લાગી. હવે હું જોઉંછ, કે તમે તેણીનેબી ભુલાવે તેવાં છેવો, જેથી મને માફ કરો ને મારો પ્યાર—'

**આઇ**—(છણકાથી) જરાબી નહિ, નીકલો હંઇથી.

**પેસી**—મારી પર દયા કરો! પીટી! પીટી!

**આઇ**—(મીજાસથી) નોટ એ બીટ.

**પેસી**—હું હજારો હજાર માફ માંગુંછ, હું પગે લાગુંછ!

(તેણીને પગે લાગે છે, આઇ તેને ઉઠારી લે છે, બેઉ કોટી કરે છે, દીન્યારજી, ફરામરોઝ, ને બાઇમાય દાખલ થાય છે, બધાં તેઓને જોઇ ચોંકે છે)

**દીન્યારજી**— મી૦ લીણુની પેપરમીંટ, મને કયેતાંને આય તમારૂં કાગલ આપ્યું. એમાં તમે આઇને છોરીને બાઇના હાથની માંગણી કરોછ, તેમાં મને જરાબી વાંધો નથી. લેવો એ તમારીજ છે (તેણીનો હાથ ધરી લાંબો કરેછે) હું હમ ણાજ બજારે જઇ આયો ને આવતાં આવતાં બીજી ચીઠી છાપવા આપી આયોછ. એમાં મેં તમારાં નામો ફેરવ્યાંછ. પેહેલી ચીઠીઓ વ્હેંચાઇ ગઇછ તે હવે જરા ગોજું લાગશે ખરૂં, પણ ફીકર નહિ.

**પેસી**—નહિરે જરાબી ખરાબ નહિ લાગશે. મેં મારો વિચાર ફેર વ્યોછ, અને હું આઇનેજ ચાહુંછ!

**દીન્યારજી**—(ગુસ્સાથી) વેટ આ ગોલ ગોલ ફેલો! આયતો જાણે નાચ નચાવેછ! અનતર ધરી મારાં ઘેરમાંથી નીકળ! હવે હું એકનો બે નથી થવાંનો!

**પેસી**—તારે તમે મને કહારી મુકોછ?

**દીન્યારજી**—લાટ મારીને!

**પેસી**—ઠીકછે તારે હું જઇને કુવોજ પુરૂંછ!

**દીન્યારજી**—હું આવીને ઉપરથી મોટો પથ્થર નાખસ!

**પેસી**—નાખજે પણ મારી પર જુરી ભરાસે તેમાં હું બધું કહેવસ કે તમે મને માંરી નાખ્યો તો.

**ફરામરોઝ**—(દીન્યારજીના કાનમાં) જવા દેવોની નકામો ભેજું ફાટેલ છે ને?

**દીન્યારજી**—(તેને) હા, જરા ચકડોલ મુવોછ. જેરનો ફાકો મારીને ઉંઘઇ જાય તેમાં નવાઇ નહિ (મોટેથી) અરે બાપુ હંઇ આવ. હવે સીધો રેહેજે. એમતે કંઇ પાંચ પાંચ મીનીટે લોકો બેરી બદલતા હોસે? લે વારૂં ચાલ ડાહયો થા. (આઇને) દીકરી જોકે એ મને ગમતો તો નથી પણ એના રંગારીના ધંધામાથી એ પાન્સો રૂપિયા કમાયેછ, ને વરી તું એને ખાએછ, અરે ચાહેછ એટલે એને કબુલ કર?

**પેસી**—(તેણી આગલ જઇ) હા ડીયર કબુલ કર.

—(ઝણુકાથી) હું તમુંને કબુલ કરૂં છ, પણ તમારે મોરા તાબામાં રહેવું પડશે, ને જેમ હું કેહું તેમ કરવું પડશે?

—મારે તે કબુલ છે, મને હુશિયાર બૈરીજ ગમેછ!

(તેણીનો હાથ પકડી ચુમે છે)

રામરોઝ—(બાજુએ) ત્રણએક મહિનામા છરી ચુલિયા લેવાસે!

(જમશેદ પોતાનું કાગળ વાંચતો વાંચતો દાખલ થાય છે)

જમશેદ—(બધાંને જોયા વગર) બીજીભી એક લાઇન હાથ લાગી (વાંચોને) પછી ઉઠયો તે ચોર, તેણી બોલી મને છોર.

(બધાંને જોઇ ચોંકે છે)

દીન્યારજી—વ્હા જમશેદ! તું આગલ ચાલતાં કવીઓના પેટપર લાટ મુકશે ખરો! જોઇએ એ આખો વાંચી જા?

જમશેદ—હા લેવોની! (વાંચેછે) આઇ મારી આઇ, જલદી હયાં આવ
નહિ તો તારો ચોટલો જશે પીખાઇ
તુંને થઇ આવસે વાઇ, તો પછી તારી થવસ હું દાઇ.
આઇને દેવે ખાઇ, તેને લઇ ગીયો સોડા પાઇ
તે ગેમ ઉચકાઇ.
પછી તેણીનું મોનું થયું કાલું સાહી
જેથી દેવ થયો ચાંઇ.
દેવે કીધો શોર બકોર, તેણી બોલી પથ્થર સાથે માથું ફોર
જેમ હોય કોઇ મોર.

બધાં—વ્હા! વ્હા! વ્હા! વ્હા!

પેસી—અરે દેવ લઇ ગીયો સોડા પાઇ, એ લાઇન તો મેં એને આપીતી એટલે અરધી સાબાસી મને ઘટે!

દીન્યારજી—(તેનો બરડો થોકી) શાબાસ, શાબાસ!

આઇ—પણ મુવો દેવ મને કાંહાં લઇ ગીયો!

જમશેદ—આગલ સમજો (વાંચેછે) દેવ લઇ ગીયો જા
તાંહાથી ઉડયો મુલતાંન, ઇરાનથી તુરાન થઇ

**બધાં**—વ્હા! વ્હા! વ્હા! વ્હા!

**દીન્યારજી**—શું કાફિયો મુકાયોછ! ઓરતાનને બદલે ઘોરરતાં તો ઠીક રસ મળતે!

**પેસી**—તેને બદલે ઘોડાનું દાણ જોસ્તાન વધારે શોભતે!

**દીન્યારજી**—(બે ધ્યાનપણે) હવે મારાં માટી બૈઓરો! એક વ ખરીથી હાથસે હાથ મેળવી લેવો. (અંદર જોઇ) ઓ લેવ, પેલાં પુતલી જર, ને શાપુરજીગી આવેછ!

(પુતલી જર ને શાપુર દાખલ થાય છે)

(તેણીઓને) દીકરીઓ આય પેલા જે રંગારી વિશે હુ કેહેતોતો તેવણુ. એવણની મુંબઇમા કપડાં ધોવાની ને રંગ વાની મોટી દુકાન છે. આવ દીકરી હાથ લાવ (આઇનો હાથ પકડી તે ભુલથી પુતલી સાથે મેળવી આપેછે—ને પછી જોય છે) હેં! એ શું? બે બૈરાંઓ પરણોછ ! (પેસીને) કેમ એ પેપરગીટ કઇ જો સુંઠની?

**પેસી**—લીંબુની!

**દીન્યારજી**—અરે જે હોય તે, પણ હયાં બહાર આવની? છોકરી આપુંછ તારે કે?

(બેઉના હાથ મેળવી આપે છે)

(પેસીને, તેણીને દેખાડી) આય તારો વર, ને દીકરી (તેણી તરફ જોઈ પેસીને દેખાડી) આય તારી બૈરી. અરે શું જો? બેઉ એક એકના વરો! છટ, છટ. બધું આબડ ગુબડ બોલઈ જવાયછ. શું જો? હવે તમે આપસ આપસમા સમજી લેજો (બાઇ તરફ જોઇ) હવે દીકરી તું આવ તારી બૈરી સાથે હાથ મેળવી લે.

(ફરામરોઝનો હાથ પકડી તે તેણી સાથે મેળવી આપેછે પછી ભુલ સુધારે છે)

અરે પેલો જમશેદ કહાં ગીયો? એ આજે બધાં એમ કેમ કરોછ? (જમશેદ બહાર આવે છે) બહાર આવની અંદર ભરાયા કરેછ? પણવુંછ કે નહિ? (તેનો હાથ ધરી) લે

આય તારી દીકરી. એને સુખી કરજે. ચાલો હવે દીકરી પુતલી તું આવ તારો હાથ શાપુર દીકરી સાથે મેળવી લે, ને જરમાય તારો હાથ ફીરોઝ આવે ને હું મેળવી આપસ, તેટલાં જરા ધીરજ ધરૂ.

(તેણીનો હાથ પકડી તે શાપુર સાથે મેળવવા જાય છે. તેટલાં ફીરોઝ દાખલ થઇ તેને અટકાવે છે. તેની પુઠે તીરમાર આવે છે. બધાં અજબ થાય છે)

**ફીરોઝ**—(આવતાંને વાર) ઉભા રેહો! એક જણનું નામ નીશાંણ જાણ્યા વગર તેને આપરાં માન પામેલાં કુટુંબ સાથ જોડવા પહેલાં જરા વિચાર કરો !

**દીન્યારજી**—(તેને ભેટી પડી) ઓ દીકરા! ફીરોઝ! તું આયો કે? પણ દીકરા તારો બાપ કહાં છે? મારો વ્હાલો ભાઇ કહાં છે? બોલ જલદી એમ ગુંગલાયેછ શું કામ?

**ફીરોઝ**—(રડમસ અવાજે) તેવણ તો ગુજરી ગીયા!

**દીન્યારજી**—(રડતાં) હેં! ગુજરીજ ગીયા કે! અફસોસ મેં ધારયું તું જ! પણ દીકરા તેવણ સાથી ગુજરયા? ને કયારે ગુજરયા?

**ફીરોઝ**—(રડમસ અવાજે ઘણાંજ ઝનુનથી શાપુર તરફ એકી તગરે જોઇ) તેવણનું તો ખુન થયું!

**દીન્યારજી, પુતલી, જર, આઇ, બાઇ**—(બધાં સાથે) હેં શું?

**દીન્યારજી**—(રડમસ અવાજે) ઓ ખોદા! આય હું શું સાંભળુંછ! કોણ મુજીએ તે બીચારાને મારયો ને શા માટે મારયો? જરા વધારે ખુલાસાથી બોલ?

ત્યાર પછી તેવણુ સુરતથી પુના ગયા હતા, અને ત્યાં બારીક જુસ્તેજુ કરયાથી મેહેરહોમજી નામના મોબેદ તરફથી હમને બધો ખુલાસો મળ્યો. ત્યાં હમે વાતે બેઠા હતા, એટલાંમા ધનજી ખાનખાઉ નામનો પારસી કે જે થોડા વખતની વાત પર હયાં ભટકતો જણાયો હતો, તે ત્યાં આવી લાગ્યો. મોબેદ મેહેરહોમજીએ તેની એકપુરી બેટીના મરણના સમાચાર તેને કહયા, એટલે તેને ઝનુનમાં આવી જઇ ત્યાંને ત્યાંજ પોતાના કમરબંધમાંથી પીસ્તોલ ખેંચી કહાડી તે વડે આપઘાત કીધો, અને મરતી વખતે સઘળો એકરાર કરી ગીયો!

દીન્યારજી, પુતળી, જર, આઇ, બાઇ—(બધાં સાથે) તેને શું કહયું ?

ફીરોઝ—(મકકમ પણે) કે તેને અને આય શાપુર મોતાફરામે મારા બાપનું ખુન કીધું હતું !

(આજ પળે શાપુર દીવાના જેવો થઇ પોતાના ખીસાંમાંથી એક મોટી પોકેટ નાઇફ ખેંચી કહાડી તે ઉઘાડી હજુતો બધાં તેને પકડવા જાય, એટલાંમા પોતાની છાતીમા ભોકી નીચે પટકાઇ પડી મરણ પામે છે. આથી પુતળાં એક એવીતો દેહેસ્ત ખાય છે કે જેથી તેણીનું હારટ એકદમ બંધ થઇ જઇ તેણી એક ચીસ સમેત નીચે તુટી પડી તેના આંગ આગલ મુદડું થઇ પડે છે. આ દેખાવ જોઇ દીન્યારજી, જર, આઇ અને બાઇ બેશુધ્ધ થઇ ફસડાઈ પડે છે. ફરામરોઝ, જમશેદ, પેસી, અને તિરમાર અજાયેબીમા હરણ ફાર થઇ ગેયા પુતળાંની કાંણી આંખ ફાડી ઉભાં રહે છે. અને આ સઘળો છાતી ફાડનારો દેખાવ જોતા ફીરોઝ દુ:ખથી પોકાર મારે છે કે:—

# ઝુલમા.

## એક અદભુત ડિટેકટિવ વાર્તા.

લખનાર—ડોસાભાઇ એદલજી ભરૂચા.

કાવા દાવા, ફંડ ફરેબ, ચોરી ખુન, માર ફાર, નાહાસ ભાગ, દુઃખ સુખ, પ્યાર મ્હોબત, વગેરે વગેરે બાબદોથી ભરપુર આ કીસ્સો છે, અને વાંચનાર પોતાનું ભાન ભુલી જઇ માંહેના મનહર દેખાવો વાંચવા ઉશ્કેરાઇ તતપર થઇ રહે છે. એ કિસ્સાનું વર્ણુ પારીસના મોન્ટમારત્રેના ડુંગરમાંના અસલી ગુફાઓમાં રચાએલું છે, અને કર્તાની તે તરફની મુસાફરીમાં આ ડુંગર તેમના જોવામા આવેલો હોવાથી ત્યાંનું હુબહુબ નજરે જોયલું વર્ણન કરવામા આવેલું છે.

૩૨૫) સફા, જાડાં કાગલ, કપડાંનું ગીલીટ સાથનું પુઠું કીમત રૂ. ૨॥) વી. પી. થી ચાર આના વધુ.

સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે. અથવા નીચલે ઠેકાંણેથી મળશે:—

# એમનામાહાત

તે

## એક હજાર વર્ષ પછી એક પારસી તરીકે પાછો જનમેલો બેબીલોનનો મહાન બાદશાહ

અને તેની

# દિલકસ કાંહાંણી.

## હિમાલયના હીપનોટીઝમનું પારસી સંસારી ઓરીજીનલ નોવેલ.

લખનાર—**ડોસાભાઇ એદલજી ભરૂચા.**

હીમાલય પર્વતપરનો અસલનો મેસમેરીઝમનો એલમ, ત્યાં ટીબેટ તરફ આવેલાં મંદીરોમાંની ગુપ્ત કરામાંતો, ઇજીપ્તની પોતાના મુડદાં સાચવી રાખવાની અસલી મહાન રીલસુરી મુજબના ત્યાં ઢગલાબંધ સીચી રાખેલાં કરોડો મુડદાં, સીરીયન દેઝરટમાં આવેલાં બેબીલોનનાં ડટાઇ ગયેલાં અસલી ખંડીયેરો, ત્યાંના ફના થઇ ગયેલાં શહેરો, વાસુવીયસના બળતા પહાડની કરામતો, અમેરીકા અને ત્યાંના શેહેરોની અનજૈબીઓ વગેરે વગેરે બહુ જાણવા જોગ બીનાઓનો આ મહાભારત વારતામા સમાવેશ કરવામા આવેલો છે. વારતાનું વણું બહુ ખેંચાણકારક છે, અને કર્તાની હિન્દુસ્તાન અને યુરોપ અમેરિકાની મુસાફરીથી વારતાના નાયકો જ્યાં જ્યાં નાંહસે છે, ત્યાંનો ઉપર વર્ણવેલાં ઠેકાંણાઓનો ખરેખરો અને નજરે જોયલો હેવાલ ચીતારવામાં આવેલો છે. આવું પુસ્તક આજ સુધી પ્રગટ થયેલું નથી.

મોટા ખરચે કરાવેલું ચીત્ર સાથનું સુંદર પુઠું. કી. રૂ. ૨) આના

થોડા વખતમા બહાર પ

મુસાફરીના મહાન બનાવોનું એક માહાત્મ્ય પુસ્તક

# એપોલોથી—અમેરીકા

લખનાર—ડોસાભાઇ એદલજી ભરૂચા.

મુંબઇના એપોલો બંદરથી એદન, સ્વેઝ, પોરતસેદ, ક્ર લીના, મસીના, નેપલસ, જીનોવા, અને જીનોવાથી રે ત્રણ દિવસની હાદમારી ભરી આલ્પસ પર્વત પરની મુસાફ પછી પારીસ; જ્યાંથી રેલ માર્ગે દીપી, પાછું સ્તીમર પર સ થઇ વેલાતના બંદર દોવર, જ્યાંથી રેલમાર્ગે લંડનના વી રીયા તરમીનસ. પાછી રેલ પર સ્વારી અને જ્યાંથી જળ કુકડા પર બેસી કેનેડાના સેન્ટ રેલપર કુદકો અને બે દિવસની રંજ પ ન્યુયોર્ક. ઉપર વર્ણવેલાં દરેક શહેરોમાં દેખાવો અને બનાવોનું ઘણુંજ દીલ

ા આપવામા આ

ણે તે પો

થોડાજ